શેઠ મોંઘીબાઈ વૃંદાવનદાસ દયાળ સ્મારક ગ્રન્થમાળા નં ૧

# ગૃહજીવનની સુન્દરતા.

લેખક,

**કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ,**

બી એ એલ, એલ, બી.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.

આસિ સેક્રેટરી—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૧૫૦૦

સન ૧૯૨૩　　　　સંવત્ ૧૯૭૯

કિંમ્મત ચાર આના.

## સૌ. મોંઘીબાઈ, તે શા. વૃંદાવનદાસ દયાળનાં પત્ની ગ્રંથમાળા ફંડનો ઉપોદ્ઘાત.

સદરહુ ટ્રસ્ટ ફંડ રૂ ૧૫૦૦) નું શેઠ વૃંદાવનદાસ દયાળે તેમના પત્ની સ્વ મોંઘીબાઇના સ્મારક અર્થે સોસાઇટીને સ્ત્રી ઉપયોગી પુસ્તકો રચાવવા સોંપ્યુ છે, તેમાંથી નીચેનુ પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવે છે —

૧ ગૃહજીવનની સુન્દરતા ૦-૪-૦

# નિવેદન.

"સ્ત્રીબોધ" માસિક પત્રમા છુટક છુટક પ્રસિદ્ધ થયેલા આ લેખને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના કાર્યવાહક મડળે સ્થાયી સ્વરૂપમા યોગ્ય ગણ્યો છે તેને પરિણામે આ પુસ્તક આજે બહાર પડે છે

પુસ્તકનો વિષય પુરાણુ છે લગ્નની પવિત્રતા અને ગૃહજીવન એ આર્યભૂમિને અતિ પ્રિય છે તેના ગુણગાન શાસ્ત્રોમા છે, કાવ્યોમા છે અને અત્યારે લોકગીતોમા પણ છે વિષયની ઉપયોગિતા પણ તેવીજ છે તેના ઉપર સમાજ સુખનો—સમાજ વિકાસનો—સર્વ આધાર રહેલો છે એટલે ફરી ફરી તે પ્રજા સમક્ષ આણવા માટે ક્ષમા માગવાની જરાયે જરૂર મને નથી લાગતી.

પરતુ આ પ્રસગે એક બે વાત મનમા આવ્યા વિના રહેતી નથી લગ્નની સુદર ભાવના આપણા સમાજમા અત્યારે પ્રવર્તે છે ? અત્યારે આપણા સમાજમા ગૃહજીવન સુદર છે ? ના, નથીજ ત્યારે તેના કારણ શા છે ? ગૃહજીવન સુદર શી રીતે બની શકે ? આ પ્રશ્નો ગહન છે, તે સાથે સ્વાભાવિક પણ છે તેના ઉત્તર પણ અઘરા નથી. પરતુ તેના ઉપાય કરવા માટે આપણો સમાજ જરાયે તત્પર હોય એમ લાગતુ નથી

આપણા શાસ્ત્રમા લગ્નની ભાવના બહુજ ઉદાત્ત છે લગ્નવિધિ પણ અર્થપૂર્ણ અને ગભીર છે અત્યારે આપણે વિધિનુ કાઈક સ્વરૂપ જાળવ્યુ છે પણ ભાવના તો ભૂલ્યાજ છીયે, એટલે વિધિ તો આત્મા વિનાના મૃત દેહ સમાન બની ગઈ છે અત્યારે આપણા સમાજમા થતા લગ્ન જુવો, પરણનારની ઉમર જુવો, તેમનું જ્ઞાન

જુવો શાસ્ત્રમા ચાર વર્ણોનોજ ઉલ્લેખ છે જુની વાતોમા અઢાર વર્ણો વાચીયે છીયે, ત્યારે અત્યારે આપણે ત્યા કેટલી જાતો, અને પેટાનાતો છે ? વળી તેમાયે લગ્ન માટે કુડાળા કેટલા છે ? આ રીતે વર અને કન્યાની પસદગીના ક્ષેત્ર અતિ સકુચિત છે ત્યાર પછી આપણે ત્યા કેળવણીનો અભાવ છે પુરૂષ અને સ્ત્રી, બનેને પ્રાથમિક જ્ઞાન તો હોવુજ જોઇયે તે વિના તેઓ પોતાની જીદગી કેવી રીતે જોગવી શકે ? અને પરણનારની ઉમર પણ સમજણી તો હોવીજ જોઇયેને ? તે વિના સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કેમ લઇ શકાય ! પરતુ અત્યારે તો બાળલગ્નનો દુકાળ નથી સોળ વર્ષની ઉપર કેટલી કન્યાઓ હશે ? જો ગૃહજીવનની સુદરતા સાધવી હોય, લગ્નનુ મહત્વ વધારવુ હોય અને તે દ્વારા સમાજનો વિકાસ કરવો હોય, તો બાળલગ્ન સદતર બધ થવા જોઇયે, વર અને કન્યામાથી અજ્ઞાનતા દૂર કરવી જોઇયે, અને લગ્ન વ્યવહારના ક્ષેત્ર બહોળા બનાવવા જોઇયે આ ત્રિવિધ કાર્ય કર્યા વિના ગૃહજીવન વિશેષ પ્રમાણમા સુદર બનાવવુ શક્ય નથી

જ્ઞાન મોટી ઉમરે પણ આપી શકાય છે, અને જો સ્ત્રીઓને આ સગવડ કરી આપવામા આવે તો ઘણાયે ગૃહોમા આનદ પ્રવર્તે

**અને જેઓ ભણેલા છે, જેઓ સમજુ છે, તેમનુ તો ફક્ત ધ્યાનજ આપણે આ ઉપયોગી વિષય તરફ દોરવાનુ છે. અને હુ આશા રાખુ છુ કે આ નાનકડું પુસ્તક એટલું કામ તો કરશે. જો આ પુસ્તક એકપણ કુટુબમા આનદ પ્રવર્તાવવા, એક પણ જીવનમા સુંદરતા સાધવા, કારણભૂત થશે, તો હુ કૃતાર્થ થઇશ**

આપણે આશા રાખીશુ કે સમાજના પ્રત્યેક ગૃહમા સદા સર્વદા આનદજ હો !

**કેશવપ્રસાદ દેસાઈ.**

# ગૃહજીવનની સુન્દરતા.

## વિભાગ પહેલો.

### પરિષ્ણિત જીવન.

મનુષ્ય જાતિ ઉપર લગ્નની જે મંગલાશીષ વર્સે છે તે પર્વત ઉપર પડતા આછા વરસાદ જેવી છે આ વરસાદથી હજારો ઝરણા ઉભરાય છે, અને સુંદર ખીણોમાથી વહેતા આ હજારો ઝરણના ઉભ-

*નોધ—અત્યારે અંગ્રેજી સાહિત્યમાથી લગ્નગાઠની શિથિલતા દર્શાવનાર લેખો તથા વાર્તાઓ ગુજરાતી સાહિત્યમા જોવાય છે તે સાથે બીજી ભાવના પણ ત્યા રહેલી છે તે આ લેખમાળામાથી જોઇ શકાશે આ લેખમાળા રેવ મીલરના એક પુસ્તકમાથી લીધેલી છે તેની ભાષા બહુજ ભાવપૂર્ણ છે વળી એ પુસ્તકની બાધણી તથા અંદરના ચિત્રો કળાપૂર્ણ છે લગ્ન સમયે ભેટ આપવા માટે તે પુસ્તક યોજાયલુ છે આપણા દેશમા તો હજી આ ભાવનાઓ પ્રિયજ છે પણ ઘણી નાની બાબતો વિષે દર્શાવાયેલા વિચાર આપણે ત્યા ખાસ મનન કરવા યોગ્ય છે દાખલા તરીકે, આ લેખક લગ્ન સમયે શાંતિ, સુવ્યવસ્થા, અને આનંદ હોય તે માટે ખાસ આગ્રહ કરે છે; ત્યારે મોટે ભાગે આપણા દેશમા તે સમયે તેથી ઉલટુ જ જોવામા આવે છે. આવી બાબતોની ખાસ નોધ લેવા વાચકને આગ્રહ કરીયે છીયે

રાઈ જતા કિનારા ઉપરની ઘાસ લીલીછમ રહે છે, અને અસખ્ય ફૂલો મધુરો પમરાટ પ્રસરાવે છે

દેશના ગૃહ, તે પર્વતપરના ઝરણુ જેવા છે, તેના અસખ્ય વહેળા એકઠા થઈ તેમાથી મોટી નદીઓની માફક, સમાજ, નાતો, પ્રજા અને વર્ણો બને છે જો ઝરણા આછા થઈ જાય તો નદીઓ સુકાય, જો ઝરણા પુષ્કળ પાણી રેડે તો નદીઓમા પૂર આવે જો ઝરણા સ્વચ્છ હોય તો નદીના પાણી બિલોર જેવા નિર્મળ રહે જો તે ગદા હોય તો નદીઓ પણ ડહોળાયલી રહે ગૃહજીવન ઉપર શાપ વરસે તો દેશમા સર્વત્ર વિષ વરસે, ગૃહજીવન ઉપર આશીશ હોય તો દરેક સ્થળે શાતિ અને નવજીવન પ્રસરે ગૃહ, તે જીવનના દેવનિર્મિત ફુવારા છે મનુષ્ય એકાકી જીવન ન ગાળતા કુટુબ જીવન ગાળે છે તે કાઈ અકસ્માત નથી મનુષ્ય જાતિની શરૂઆત કુટુબમાજ થઈ જુદી જુદી પ્રજાઓ, જે પ્રમાણમા આ પ્રાચીન સસ્થાઓને સાચવી રહી છે, તથા જે પ્રમાણમા લગ્ન અને ગૃહને તેમણે નિર્મળ અને પવિત્ર રાખ્યા છે, તેજ પ્રમાણમા તેમના ઉપર ઈશ્વરી આશીર્વાદ વરસ્યા છે, અને આ દૈવી આદેશોથી જેટલા તેઓ દૂર ગયા છે, અને લગ્નનુ અપમાન કર્યું છે, તથા ગૃહની પવિત્ર દિવાલોને જેટલી તોડી છે, તેટલાજ પ્રમાણમા તેમના ઉપર શાપ વરસ્યા છે

ગૃહની પાછળ લગ્ન રહેલુ છે લગ્ન દિવસનો પડછાયો ભવિષ્યમા દૂર દૂર સુધી પડે છે, આ પડછાયાથી શાતિ--આશીશ વરસે, વરસવી જોઇયે

મધ્યયુગની એક અગ્રેજ જીવનકથામા લખેલુ છે કે કન્યા દેવળમા લગ્ન કરવા જતી હતી ત્યારે તેના માર્ગમા ફુલ પાથરવામા આવતા હતા એ ઉપરથી એમ દર્શાવવાનો હેતુ હતો કે તેમનુ પરિણિત જીવન આનદમય અને સમૃદ્ધિમય થાય સમસ્ત જગત ઉપર લગ્નક્રિયા અને લગ્નોત્સવમા, તે આનદના પ્રસગ છે તેમ દર્શાવનાર

અશો રહેલા છે કેટલાએક દેશોમા કન્યાને ફુલની માળાઓ પહેરાવવામા આવે છે કેટલાએક દેશોમા કમરે ફુલની માળા પહેરાવે છે અને તેના છેડા બાધવાની ક્રિયા લગ્નક્રિયાનુ એક અગ ગણાય છે. વળી કોઇકિ દેશમા વાળમા કે છાતી ઉપર ફુલ ગુથવામા આવે છે, કે હાથે ગજરા બાધવામા આવે છે વળી લગ્ન સમયે સગીત હોય છે, ઘણુંજ આનદમય સગીત હોય છે, તે દર્શાવે છે કે લગ્નક્રિયા ખાસ આનદની ક્રિયા છે કેટલેક ઠેકાણે લગ્ન સમયે ઘટનાદ કરવામા આવે છે, અને તેના રણકા આનદમય હોય છે હિદુ લગ્નક્રિયામા પણ વારવાર સગીત– ક્રિયા વખતે સગીત–આવશ્યક લેખાય છે ફુલના તોરા, ફુલના ગજરા, ફુલની વેણી, એ બધુ હિદુ લગ્નમા ક્રિયાના અગરૂપ છે હિદુ લગ્નક્રિયા આનદમયજ હોય છે કન્યાને મેદી મુકવી, સાકર ખવડાવવી, ગીત ગાવા, એ સર્વ આનદનીજ નિશાની રૂપ છે

આવી સર્વ લગ્નક્રિયાઓ દર્શાવે છે કે જગતમા લગ્ન દીનને જીવનના એક મહાન પ્રસગરૂપ લેખવામા આવે છે, અને લગ્ન એ સુખાકરબાદીનો સમય ગણાય છે, છતાએ ભવિષ્ય સુખમય નિવડવાના આશીર્વાદ સર્વદા પૂર્ણ થતા નથી કોઇકિવાર તે ફુલો કરમાઇ જાય છે, સગીત બેસુરૂ બની જાય છે, અને લગ્નદીન કેવળ એક ભૂતકાળના આનદરૂપ સભારણા રૂપેજ રહે છે પરન્તુ તેમ બનવુ જોઇયે નહિ સાચુ લગ્ન થયુ હોય, અને પરિણિત જીવનમા પ્રેમનેજ પ્રાધાન્ય અપાયુ હોય, તો કદી પણ તેમ બનેજ નહિ એમ હોય ત્યારે લગ્નની ફુલમાળ સદાયે તાજી અને સુવાસિતજ રહે છે, અને તે પ્રેમી યુગલ ખડિત થતા, પાછળ રહેનારના પ્રેમી હસ્તે તે માળા મરનારના શબમે આરોપાય છે લગ્ન સગીત અને આનદમય ઘટનાદના પડઘા સદાયે કર્ણગોચર થયાજ કરે છે, અને જ્યારે વિલાપ કરવાનો સમય આવે છે ત્યારેજ તે સગીત વિલાપમય થઇ જાય છે, અને આનદરૂપ ઘંટનાદના સ્મરણ ઇશ્વર ભજનના કીર્તનીયામા લુપ્ત થઇ જાય છે

લગ્નની ધારણા આનંદ આણવાની છે પરિણિત જીવનનો હેતુ, સુખી, સંપૂર્ણ, પવિત્ર અને રસબસ જીવન બનાવવાનો છે પ્રભુનો પોતાનો પૂર્ણતાનો આદર્શ તે લગ્ન છે જ્યારે પ્રભુને લાગ્યુ કે પુરૂષ એકલો સંપૂર્ણ નથી, ત્યારે તેની અપૂર્ણતાઓ પુરવા માટે તેણે સ્ત્રીની કલ્પના કરી દિવ્ય ઇચ્છા તો એમજ છે કે લગ્નથી સુખ થશે, પતિ પત્ની બેઉના જીવનમા લગ્ન સંપૂર્ણતા રેડશે, અને તેથી કોઇને નુકશાન નહિ થતા બન્નેને લાભ થશે જો કોઇ પણ દાખલામા લગ્ન આશીશરૂપ ન થાય, અને તેથી આનંદ, સંપૂર્ણ રસબસ જીવન ના પરિણમે તો તેમા લગ્નસંસ્થાનો દોષ નથી, પણ લગ્નની છાયા નીચે રહી જેઓ લગ્નની શરતો પૂર્ણ કરતા નથી તેમનો દોષ છે

## નિષ્ફળતાનાં કારણો.

લગ્નની નિષ્ફળતાના કારણો લગ્ન વેદીના સમય કરતા પહેલાના પણ હોય છે કારણ કે જેઓએ કદીપણ લગ્નગ્રંથીથી જોડાવુ જોઇયે નહિ તેવા પણ કેટલાએક જોડાય છે અથવા તો આ કારણો લગ્ન સમય પછીના પણ હોય છે કારણ કે જેઓ પરિણિત જીવનનુ ઉચ્ચ સુખ ભોગવી શકે તેમ છે, તેઓમાના ઘણા, સુખી જીવનની ગુપ્ત વાત શીખ્યા નથી હોતા તેથી તે ઉચ્ચ સુખ ભોગવી શકતા નથી

આમાની પ્રથમ ભૂલ ના થાય તે માટે, જેઓ લગ્ન કરવાના હોય તેમણે લગ્નની પવિત્રતા તથા ગંભીરતા બરોબર સમજવી જોઇએ લગ્ન તો દૈવી કાયદો છે, અને ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યા તેની સાથે જ તે કાયદાનુ નિર્માણ કર્યું હતું એ કાંઇ મનુષ્યે સમયના વહેવા સાથે, પોતાની સગવડ માટે, કરેલી ગોઠવણ નથી એ કાંઇ કોઇ પૃથ્વી ઉપરના ધારાશાસ્ત્રીએ રચેલો કાયદો નથી એ કાંઇ મનુષ્યને જંગલી સમયમા પડી ગયેલી ટેવ નથી લગ્ન ઉપર તો દૈવી ઇચ્છાજ અને દૈવી આદેશનીજ છાપ છે.

એક સગપણ તરીકે પૃથ્વી ઉપર તે અતિ નિકટનુ અને પરમ પવિત્ર છે બાળક અને માવિતરનુ સગપણ ઘણું ગાઢ છે શાસ્ત્રમા બાળકને પોતાના માતપિતાને માન આપવાનુ, તેમને પૂજ્ય ગણવાનુ, તેમને વળગી રહેવાનુ, અને હરેક રીતે તેમનુ જીવન આનદપૂર્ણ કરવાનુ કહ્યુ છે અને તે છતાએ પિતૃપ્રેમ કરતા દાપત્ય પ્રેમને ઉચ્ચ કોટીએ મૂકયો છે, કારણ કે પોતાના માતપિતાને મૂકીને, પોતાનું જૂનુ ઘર તજીને મનુષ્યે પોતાની સ્ત્રી સાથે રહેવાનુ છે લગ્ન પછી પતિની ઉચ્ચમા ઉચ્ચ ફરજ પોતાની પત્ની પ્રત્યે છે અને પત્નીની પતિ પ્રત્યે છે બન્નેયે એકબીજાને અર્થેજ જીવન ગાળવાનુ છે જીવન સાટે જીવન અર્પવાનુ છે ગૃહના લાભ આગળ બીજા સર્વ લાભ લગ્ન પછી ગૌણ ગણવાના છે

રામચદ્રજી વનવાસ જવા નિકળ્યા, ત્યારે તેમણે કૌશલ્યા માતાની રજા લઈ તેમને ઘેર રહેવા કહ્યુ, પણ સીતાજીને તો પોતાની સાથે લઈ ગયા

લગ્ન સબધ ન તુટે તેવો છે બન્ને જણ સત્ય રીતે, પૂર્ણપણે એકજ બને છે તે પહેલા તે દરેક અધુરા હોય છે, લગ્ન, બે અર્ધને એક સમગ્ર કરે છે તેથી જીવનો એવા તો ખરેખરા, અને ધટ્ટ, એક થઈ જાય છે કે તે પછી બે નહિ પણ એકજ જીવન બની જાય છે, એવા એક બની જાય છે કે મૃત્યુ શીવાય બીજુ કાઈ તેમને જુદા પાડી શકેજ નહિ લગ્ન એ કાઈ એક યા બીજા પક્ષની મરજીથી તોડી શકાય તેવો કરાર નથી લગ્ન થયા પછી કોઈકિ વાર કદાચ એમ પણ ખબર પડે કે બે જણા એક બીજાને બરોબર અનુકૂળ નથી, પહેલા ન જાણે-પેલી ટેવો કે વર્તણુક એક પક્ષને બીજામા માલૂમ પરે, અને લાગો આવે કે તે સબધથી સુખ મળવુ અશક્ય છે, પતિ ક્રુર કે તકરારી હોય અથવા પત્ની મીજાસી, ઉડાઉ કે બોજારૂપ હોય, તો પણ શાસ્ત્રો

સ્પષ્ટપણે કહે છે કે લગ્ન એકવાર થયુ તે તોડી શકાયજ નહિ. ખ્રિસ્તિ શાસ્ત્રમા એકજ ગુના માટે ( બિન વફાદારી માટે ) એમ લખ્યુ છે કે ગુન્હેગારને મરેલાતુલ્ય માની લઇને લગ્ન કરાર તોડવાની બીજા પક્ષને છૂટ છે આ શિવાય ખ્રિસ્તિના બોધમા પણ લગ્ન તોડવા માટે બીજુ કાઇજ પ્રમાણુ નથી જ્યારે લગ્નવદી સમક્ષ, ઇશ્વરની અને મનુષ્ય સાક્ષીઓની હાજરીમા, બે જણા એકબીજાનો હાથ ઝાલીને પતિ પત્ની થવાના સોગન લે છે, ત્યારે તે હાથ છોડાવનાર ફક્ત મોતજ હોઈ શકે જીવનના અત સુધી પવિત્ર રીતે એક બીજાનુ સુખ સાચવવાનુ અને ભલું કરવાનું તેઓ પણ લે છે

લગ્ન સબધની પવિત્રતા, તથા અખડિતતા ધ્યાનમા લઇને તથા તે સાથે ગુથાએલી બીજી અનેક નાની મોટી બાબતો વિચારીને, એટલુ તો લગ્ન પહેલા જોવુજ જોઇએ કે લગ્નથી જોડાનાર બન્ને જણા એક બીજાને અનુકુળ થઇ જશે, તેમનુ જોડાણુ સપૂર્ણ બનશે, તથા એક બીજાને રીતસગના પણ સુખી કરશે આ બાબત સ્પષ્ટ લાગે છે તો પણ તે ધ્યાનમા રખાતી નથી તેથી તે તરફ લક્ષ આપવું જોઇયે જો લગ્ન પહેલા પ્રમાણિકપણે તેનો વિચાર થાય તો લગ્ન થયા પછી પસ્તાવાનુ ઘણું ઓછુ થઇ જાય

અત્રે લગ્ન સબધીના વિષય વિષે બે શબ્દ યોગ્ય રીતે કહેવા જોઇયે લગ્ન દિવસ આપણા જીવનમા એક સ્મરણીય અને પવિત્ર દિવસ તરીકે ગણાવો જોઇયે જીવનમા અત સુધી તે દિવસના આશીર્વાદો બાકીના સઘળા દિવસો ઉપર ઉતરવા જોઇયે આપણા જીવન પચાગમા પ્રેમ અને આભારના પ્રકાશથી તે દિવસ બીજા સર્વ દિવસો કરતા ઉજ્વળ દેખાવો જોઇયે વૃદ્ધવયમા પણ સુખી લગ્ન જીવન આણુનાર લગ્ન પછીનુ સ્મરણુ એક તારાની માફક ઝગમગતું રહેવુ જોઇયે આ કારણથી લગ્ન પ્રસગને પણ બને તેટલો પ્રોત્સાહિત બનાવવો જોઇયે કે જેથી જીવનના બીજા સર્વ દિવસો અને પળો

કરતા તે વધુ પ્રકાશીત અને પવિત્ર લાગીજ આવે છુપા લગ્ન કરવામાં આવે તો આમ થઇ શકતું નથી, તેમ થતા તેની સાથે ઉત્તર જીવનમા સાનંદ સ્મરણુ કરવા યોગ્ય કાઇ બિનાઓ ગુથાયલી હોતી નથી તેમ છેકજ હોહાટ અને ગોધાટવાળી ક્રિયાઓ અને ઉત્સાહો રાખવામા આવે તો પણ તેમા ઉત્સાહ દબાઇ જાય છે, લગ્ન સમયનો આનંદ કાઇ હોહાટભર્યો, કોલાહલપૂર્ણઆનંદ હોઇ શકેજ નહિ એ તો શાંત અને ઉંડો આનંદ હોય

લગ્ન સમયે પરણનાર યુગલની પાસે તેમના તનના મિત્રોજ જેમનો સહવાસ તેઓ લગ્ન પછી પણ ગખવા ઇચ્છતા હોય તેઓજ હોવા જોઇયે એ સમય કાંઈ ઉપલકીયા મિત્રોનો નથી ટોળધાલુ મિત્રોનુ ત્યા કામ નથી આ પ્રસંગે સર્વ સંજોગો—આનંદ પ્રસંગો, લગ્નક્રિયા, લોકાચાર, ભેટ તથા અભિનંદનો, એવા ક્રમમા ગોઠવવા જોઇયે કે કાઇ ગડબડ ઘોટાળો થાય નહિ, કે કોઇના ઉંચા મન થાય નહિ આ પ્રસંગે બધીજ વ્યવસ્થા એવી સુંદર થવી જોઇએ કે સદાને માટે તેની છાપ આનંદભરીજ રહે આ બાબતો નજીવી લાગશે પણુ લગ્ન સમયના સ્મરણો બધા સુખીજ હોવા જોઇયે ઉત્તર જીવનમા લગ્ન પ્રસંગનુ સ્મરણુ માત્ર થતાજ આનંદોર્મિ ઉછળી આવે તેમ ગોઠવણ થવી જોઇએ એક પણ બનાવ-એક નાની પણ બાબત-એવી ના બનવી જોઇયે, જે તે પ્રસંગની સંપૂર્ણતા શાંતિ-અને આનંદમા સ્હેજ પણ ખલેલ નાખે

## પ્રેમભરી ધીરજ.

લગ્નક્રિયા પુરી થયા પછીજ—જ્યારે બે વ્યક્તિઓ એકજ બની જાય છે ત્યારેજ—જીવનની ખરી શરૂઆત થાય છે, આ જીવનમાં સુખની, વિકાસની, ચારિત્ર્યની ઉત્તમતાની, તથા પ્રેમના આનંદની ઘણી ઘણી શક્યતાઓ રહેલી છે લગ્નની વેદીની આસપાસ દેવદૂતો

ઝુમ્યા કરે છે, અને જ્યારે હસ્તમેળાપ થાય છે અને મંગળફેરામા ફ્રત લેવાય છે ત્યારે તેમના ગુંજન બંધ રહે છે, અને જ્યારે પરિણિત દંપતી તેમની જીવનયાત્રાએ નિકળે છે ત્યારે તેઓ તેમની પાખોની રક્ષક છાય તેમના ઉપર નાખે છે ઇશ્વરે–ધર્મશાસ્ત્રોએ–જે પ્રમાણે લગ્ન નિર્ધાર્યું છે, તે મુજબ્ લગ્નસંબંધ બંધાય તો તે મહાન આશીર્વાદવાળો, ચારિત્ર્યનો ઉચ્ચ વિકાસ કરાવનારો, ઉન્નત પુરૂષત્વ અને સ્ત્રીત્વ ખીલવનારો, અને સર્વાંગ સંપૂર્ણતાવાળો નિવડે છે જો લગ્નથી આનંદ સિવાય બીજુ કાંઇપણ પરિણામ આવે, અને દંપતીમાના એકનુ પણ સુખ, સંસારયાત્રામા નિષ્ફળ જાય, તો તેમા દોષ પરણનાર બન્ને જણનો અથવા એમાથી કોઇકનોજ હોવો જોઇએ

છતાયે આપણે એમ નથી ધારી લેવાનુ કે લગ્ન તે સ્વર્ગનુજ દ્વાર છે જીવનના સર્વ દુ ખનુ નિવારણ કાંઇ લગ્નમા નથી લગ્ન પોતાની મેળે કાંઇ અવશ્યમેવ જીવનની સર્વ સુંદરતા અને ઉચ્ચતામા પ્રવેશ કરવાનુ નથી લગ્નમા સુખ અને આશીર્વાદ માટે આટલી બધી શક્યતાઓ રહેલી છે છતા તેની નિષ્ફળતા તરફ આંખ-મિચામણા કરવા જોઇયે નહિ સાચુ અને ડહાપણભર્યું–સાચામા સાચુ અને અતિશય ડહાપણભર્યું–લગ્નજીવન હોય, તોજ આદર્શ લગ્નસંબંધના સર્વ આશીર્વાદ સફળ નિવડે

પ્રથમ શીખ પરિણિત દંપતીએ શીખવાની છે તે **પ્રેમભરી ધીરજ** રાખવાની છે એ જીવનમા સંપૂર્ણ એકતા–સૂરેસૂર અને તારે તારમા એકતા આણવા માટે થોડા સમયની જરૂર પડે છે લગ્ન પહેલા બન્ને જણા એક બીજાને ઘણા ઓળખતા હોય, ગાઢ પરિચયમા હોય, તોપણ જુદાઇની દિવાલ–પાતળો પડદો પણ–સંપૂર્ણ રીતે ખસી જાય ત્યાર પછીજ એક બીજાની સર્વાંગ ઓળખ થઇ શકે, તેમ એક બીજાના સત્ય જીવનની પછીજ ખરી માહિતી મળી શકે

આપણા દેશના ઘણા ભાગમા સ્ત્રીપુરૂષ લગ્નપહેલા એક બીજાને કેવળ અજાણ હોય છે ઘણીવાર તો એક બીજાને નજરે જોયેલા પણ હોતા નથી ચીનમા પણ કન્યાને એક મ્યાનામા પુરબાબધ, લગ્નક્રિયા સમયે આણવામા આવે છે, અને મ્યાનાના દ્વાર વરરાજા પાસે ઉઘડાવવામા આવે છે વરરાજા આ સમયેજ કન્યાનુ મુખ-દર્શન કરે છે આવી સ્થિતિ હવે આપણા દેશમા નથી હવે શિક્ષિત વર્ગોમા વરકન્યા એક બીજાને ઓળખતા હોય છે એક બીજાથી જાણીતા હોય છે પરતુ પશ્ચિમ દેશોમા, જ્યા લગ્નપહેલા વરવધુ સવનન કરે છે, એક બીજાના ગાઢ પરિચયમા આવે છે, ત્યા પણ એક બીજાના આતર જીવનની સત્ય હકીકત તેઓ જાણી શકતા નથીજ કાઇ વાત પ્રથમ છુપાવવાની દાનત ના હોય તોપણ લગ્ન પછીજ એક બીજાની સાચી ઓળખ તો થઈ શકે છે ચારિત્ર્યની, સ્વભાવની, કાઈ કાઈ બાબતો હોય છે, કે જેની માહિતી લગ્ન પછીજ, પહેલીવાર તેમને મળે છે, અને કાઇક દોષો, સ્વભાવની વિચિત્રતાઓ, શોખ, મીજાસ, જેનો લગ્ન પહેલા સ્વપ્ને પણ ખ્યાલ ના હોય, તે લગ્ન પછી જોવામા આવે છે

પરિણિત જીવનમા મોટો ભય આ બાબતનોજ છે તકરાર થવાના આ સભવ, અને સ્વભાવના આ ભેદ, જોઇનેજ કેટલાએક તો નિરાશ અને નાહિમત બની જાય છે, અને એવા નિર્ણય ઉપર આવી જાય છે કે તેમનુ લગ્ન તે એક ભૂલ થઇ ગઇ છે, અને તે નિષ્ફળ નિવડશે તેમનુ સુદર સ્વપ્ન વિખરાઈ જાય છે, અને તે સ્વપ્ન વિખરાઇ જાય છે, અને તે સ્વપ્ન સાચુ પાડવા પાછા પ્રયત્ન, તેઓ કરતા નથી નાહિમત થવાનુ કે નિરાશ થવાનુ કાઇજ કારણ નથી સ્વભાવના ભેદ અને તકરારના સભવ છતાયે, પરિણિત જીવ-નનો અતિ ઉચ્ચ આદર્શ સાધવાનુ બની શકે તેમ છે એ તો બધુ બે નદીઓના સગમ જેવુ છે બે નદીઓ મળે છે તે વખતે, ગડબડ, ગોટાળો, ગભરામણ, ઉશ્કેરણી અને તકરારનો દેખાવ નજરે પડે છે,

અને ઘડીભર એમજ લાગે છે કે આ નદીયો તો હમેશ જુદીજ દેખાયા કરશે, પરંતુ જરાકજ આગળ જતા તે બેનુ એકઠુ મળેલુ, એક મોટુ, પહોળુ, શાંત વહેણ દેખાય છે, અને બેના મેળાપ વખતે આટલી બધી ધાંધળ થઇ હશે, એમ કોઇને પણ ખ્યાલ આવે તેમ રહેતુ નથી તેજ પ્રમાણે જ્યારે બે જુદા સ્વતંત્ર જીવન, ભિન્ન ભિન્ન સ્વભાવ અને રૂચીવાળા પ્રથમ ઐક્ય પ્રાપ્ત કરવા એકઠા થાય, ત્યારે કાંઇક ગભરામણ, દેખીતો વિરોધ, જીવન જીવન વચ્ચેની અથડામણ, શરૂઆતમા વારવાર નજરે આવેજ, કોઇકવાર એમ પણ લાગી આવે કે આ બે જીવનનો શાંત સંગમ તો કદિ સંભવતોજ નથી, અને સદાયે તેમની વચ્ચે કલહ ચાલ્યાજ કરશે, પરંતુ પ્રેમભરી ધીરજ ધારણ કરવાથી આ બે પણ એક બની જઇ, તેમાથી એકજ ઉચ્ચ, બળવાન, પૂર્ણ, ગૂઢ, રસભર્યું જીવન પરિણમશે, અને શાંતિથી આગળને આગળ વધશે

પૂર્ણ એકમયતા કાંઈ એક દિવસમા આણી શકાય નહિ, આણી તો શકાયજ નહિ, પણ ધીમે ધીમે, કદાચ ઘણા દિવસ પછી, નમ્રતામાથી આ એકમયતા ઉદ્‌ભવે એક બીજા પ્રત્યે અનુકૂલતા ધારણ કરી દેવી જોઇએ, અને તે માટે થોડા સમયની જરૂર છે તરતની ફરજ તો નિસ્વાર્થ પ્રેમ ધારણ કરવાનીજ છે દરેક જણે બીજાની ભક્તિ કરવામા પોતાના સ્વાર્થને વિસરી જવાની જરૂર છે કાંઇક ગડમડ થાય, કાંઇક ખોટુ થાય, તો દરેક જણે પોતાનોજ દોષ જોવો જોઇયે ક્ષમાવૃત્તિ અતિશય જોઇયે અધીરાઇથી તો આખી નૌકા તુટી જાય એકજ કડવા વેણથી, આત્માનુ ઐક્ય થવામા, મહિનાઓની ઢીલ થાય અન્ને જણે જીવન સુખમય બનાવવાનો નિશ્ચયજ કરવો જોઇયે, અને તેમા જે કાંઇ વિક્ષેપ આવે તે દૂર કરવા જોઇયે આમ કરવાથી મતભેદના જે મુદ્દા હશે, તેજ ઐક્યના સબળ સાધન બની જશે જ્યારે આત્માનુ ઐક્ય સાધવાની આ ક્રિયા—પ્રથમ દુખ-

મય અને ભયભરી લાગતી આ ક્રિયા–પુરી થશે, ત્યારે તેને પરિણામે પરિણિત જીવન ઉંડી શાતિભર્યું, શાત આનદવાળુ, અને અવિચ્છિન્ન પ્રેમપૂર્ણ થશે

## વિનય.

પરિણિત જીવન સુખી કરવામા બીજી વાત જે યાદ રાખવી જોઇયે તે "વિનય" સબધી છે જે લોકોમા લગ્ન પહેલા પણ પરણનાર સ્ત્રી પુરૂષ એક બીજાના સમાગમમા આવે છે, તેઓ તે વખતે એક બીજા તરફ પૂર્ણ થતાજ આ રીતભાત, આ વિનય, ઘણીવાર અદશ્ય થઇ જાય છે તેનુ શુ કારણ હશે ? શુ આ વિનયની જરૂર લગ્ન થતા સુધીનુ હશે ? એક બીજાના સ્નેહની, પ્રેમની, તેમને એટલી બધી ખાત્રી રહેતી હશે કે તે ફરીથી દર્શાવવાની, ફરી ફરી કહેવાની જરૂરજ નહિ લાગતી હોય ? વળી હિદુઓમા તો લગ્ન પછીજ દપતી ખરા સહવાસમા આવે છે અને જરા પુખ્ત થયા પછી, એટલે લગ્નને કાઇક સમય વિત્યા પછી સાથે રહે છે તેમણે એક બીજા પ્રત્યે વિનય રાખવો જોઇયે, તથા પ્રેમદર્શક વાર્તાલાપ પણ કરવો જોઇયે તે લગ્ન જીવનરૂપી વૃક્ષને, પાણીરૂપ, ઝાકળરૂપ, તડકારૂપ છે શુ પરણ્યા પછીનુ વૃક્ષ એટનુ બધુ મજબુત થઇ જાય છે કે તેને આ પ્રકાશ, આ પાણી કે આ ઝાકળની જરૂર ના પડે ? વિનય, સૌજન્ય તે શુ આખી દુનિયા સાથેના વ્યવહારમાજ જરૂરના છે, અને આપણા ઘરમા, આપણા પ્રેમ પાત્ર સાથે એકલા હોઇયે ત્યારે તેની કીંમતજ નથી જ ? ઘરના માણુસના હૃદય કાઇ જુદી રીતે ઘડાયલા હોય છે કે, સામાન્ય વ્યવહારમા જે અવિનયી, જગલી રીતભાત માટે ક્ષમા પણ ના મળી શકે, તેવી રીતભાતનુ ઘરના માણુસોને કાઇજ ખોટુ ના લાગે ? સામાન્ય વ્યવહારમા અલ્પ પરિચિત મનુષ્યો, અને જાણીતા લુચ્ચાઓ સાથે, પણ કાઇક વિનય અને સારી રીતભાત બતાવવી જરૂરની ગણાય છે, ત્યારે શુ આપણા ઘરમા પ્રિયમા પ્રિય મનુષ્યો સાથે વિનય અને રીતભાતથી વર્તવાની જરૂર નથી ?

આખી દુનિયામા એક પણ એવુ સ્થાન નથી કે જ્યા ગૃહ કરતા વધારે વિનય, અને સૌજન્યની જરૂર હોય જે હૃદય આપણુજ છે, આપણુને સમર્પિત છે, તેઓ આપણી તરફના સુશબ્દો માટે તલસે છે જે પ્રેમ પવિત્ર છે, જે પ્રેમ આપણોજ છે તે પ્રેમને પણ તેના નિર્વાહ રૂપ પ્રેમભર્યા શબ્દોની તથા વિનયની જરૂર છે જગલી રીતભાત તથા વિનય આપણા દાન્મા, અને આપણા પ્રિય મનુષ્યો તરફ તો અક્ષમ્યજ છે, સાચો પ્રેમ, સૂક્ષ્મ પ્રેમ તો નાની નાની બાબતો, નાના, માયાભર્યા પ્રેમ પ્રમાણોની ઘણીજ આશા રાખે છે વર્ષગાઠ કે નૂતન વર્ષ દિને કીમતી ભેટોની આ પ્રેમને દરકાર નથી, જો બાકીના દિવસો ખાલી અને શુષ્ક હોય તો આ કીમતી ભેટો તો મશ્કરી જેવીજ લાગે માયાળુ વર્તણુક અને પ્રેમની ઉષ્ણતાની ગરજ કાઇ ઘરેણા સાડીઓ કે સુદર પુસ્તકોની ભેટથી સરે નહિ પતિ પત્ની વચ્ચે અખડિત સપૂર્ણ વિનય, માયાળુ વર્તન, નિસ્વાર્થિ સભ્યતા, ગાઢ પ્રેમાળપણું હોવુ જોઇયે એક અગ્રેજ લેખક કહે છે કે–"એક ચુબન, સ્મિત, માયાળુ નજર, ખરા અતકરણથી આપેલુ અભિનદન એને તેવીજ નાની નાની અનેક બાબતો જે સહેજ વારમા ભૂલી પણ જવાય છે, તે બધાથી જીવનમા સુખ મળે છે" આ સર્વ નજીવુ લાગે, તે રહી ગયુ હોય તો તે સબધી વિચાર પણ ના આવવો જોઇયે એમ લાગે, તોપણ તે સર્વ પ્રેમના પોષાક છે, અને તેના વિના હૃદય લુખા રહી જાય છે-ભૂખ્યા રહી જાય છે પતિ ઘણોજ કમાર્યું હોય અથવા પત્ની થાકેલી હોય, તેથી આવી નાની બાબતોની બેદરકારીથી જીવન સુખમય ઐક્ય ભોગવતા હોય તેમની વચ્ચે ભેદ વધતો જાય છે, અને જાણે બે ભિન્ન ભાગ બની જાય છે

હિદુ સમાજમા "વિનય" ને બહુ યાદ રાખવાનો છે જુના સસ્કૃત નાટકોમાથી આ વિનયી વર્તનના–આ પ્રેમ પ્રકારના–અનેક દૃષ્ટાતો આપણને મળે છે પરતુ આપણા અધાધુનીના સમયમા સ્ત્રી સન્માન

ઘટ્યુ અને તેની અસર પરિણિત જીવનમા પણ દેખાઈ કાલીદાસ કે ભવભૂતિના નાટકોમા પ્રેમીયો વચ્ચે લગ્ન પછી પણ જે પ્રેમી વર્તણુક, જે વિનયી વર્તણુકનુ આલેખન છે તે તો વિસરાયુ, પણ ઉલટી કર્કશતા દાખલ થઇ ગઈ પતિમા પશુ અને સ્વાર્થ પ્રધાન થયા સ્ત્રીને ગુલામ રૂપ ગણવા માડી શિક્ષિત સમાજમાથી હવે આ સસ્કાર ભુસાતા જાય છે તે આનદની વાત છે પરતુ આ નાની દેખાતી બાબતો તરફ હવે ખાસ ધ્યાન આપવુ જોઇયે દાપત્ય પ્રેમની આ નાની નિશાનીઓ છે પ્રેમ વૃક્ષને પોષક અને પાણી છે, અને તે વિના એ ભિન્ન માર્ગી થવાનો ભય રહે છે આ સ્થિતિ ના આવે તે માટે પ્રથમથી સાવધ રહેવુ જોઇયે

## નિત્ય ક્રમમાં ઐક્ય અને સહાનુભૂતિ.

પરિણિત જીવનમા બીજી અગત્યની બાબત એ છે કે બન્ને જણા વચ્ચે હેતુઓની, કાર્યોની, એકતા હોની જોઇયે બન્ને જણાના કાર્ય જુદા જુદા હોવાથી, બન્ને જુદાઇમા ઘસડાવાનો ભય લગ્ન જીવનમા છે. પતિ પોતાના ધધા રોજગારમા ગુથાયેલો—સખ્ત મહેનતમા મચેલો હોય છે, પત્નીનો પોતાના ઘરના કામ, પોતાના લોક વ્યવહાર, બ્હેન-પણીયો અને છોકરામા જીવ રહે છે જો યોગ્ય ધ્યાન રાખવામા ના આવે તો આ જુદી જુદી રોકાણોથી, હૃદય અને જીવન પણ જુદા થઈ જાય આ થતુ અટકાવવા માટે દરેક જે કાર્ય કરતુ હોય તેમા બીજાએ રસ લેવો જોઇયે અને તે તરફ સહાનુભૂતિ દર્શાવવી જોઇયે. દરેક સાઝે પતિયે ઘેર આવીને આખા દિવસમા ઘરમા બનેલા બનાવો શાતિથી સાભળવા જોઇયે, કાઇક ગમત થઈ હોય, કાઇક ગુચવાડા ઉભા થયા હોય, કાઈ મહેનત કરવી પડી હોય, છોકરાએ કાઈ કાઈ કર્યું હોય, તે બધુ સાભળવુ, પડોશીઓમાથી કોણ મળવા આવ્યું હતું, તેમણે શુ કહ્યુ, ગામગપાટા શા ચાલે છે, વગેરે વાત પૂછવી,

અને આ બધી બાબતોમા રસ લઈ સહાનુભૂતિ દર્શાવવી જોઇયે પોતાની હૃદયવલ્લભાને જે બાબતોમા રસ પડે તે બાબતો મહાન બુદ્ધિશાળી પતિને મનથી પણ તુચ્છ ગણાવી ના જોઇયે મહાપુરૂષના જીવન વૃત્તાતોમા, તેમના ગૃહ જીવનના પ્રસગો ઘણાજ રસિક હોય છે, તેમની આખા દિવસની ચિતાઓ તથા દરજ્જાના માનનો ભાર વેગળો મૂકીને, પોતાનાજ દ્વારમા પોતાના નાના બૂલકાઓ સાથે ખેલવા, તેમના કાલા કાલા બોલ સાભળવા, તથા ગૃહ જીવનનો આખા દિવસનો ઇતિહાસ, પ્રેમાળ પત્નીના મુખેથી જાણવા તેઓ પ્રયત્ન કરે છે તે પ્રસગો આનદ-જનક હોય છે

તેજ પ્રમાણે દરેક સમજુ અને પ્રેમાળ પત્નીયે પતિની દરેક પ્રવૃત્તિ-મા રસ લેવાની ઇચ્છા ધરાવની જોઇયે એમનું કયુ કાર્ય પાર ઉતર્યું, તથા શેમા તે નિષ્ફળ નિવડયા તે જાણવાની તેણે ઇચ્છા ધરાવવી જોઇયે, અને તેમના નિત્ય જીવનક્રમની વિગતો સાથે સહાનુભૂતિ ગખવી જોઇયે

લગ્નથી જો પરિણિત જીવનો દરેક બાબતમા પૂર્ણ ઐક્ય પામ્યા ના હોય, તો તે લગ્ન સપૂર્ણ થ કહેવાય નહિ આ ઐક્ય સાધવાનો રસ્તો માત્ર એજ છે કે બન્નેની દરેકે દરેક બાબતમા બન્નેયે સામાન્ય રસ લેવો જોઇયે બન્ને હૃદયોને, કાઇક આનદની વાત હોય તો, સાથે ધડકવા દો, દિલગીરીની બાબત હોય તો દુ ખ પણ સાથેજ ભોગવવા દો દરેકને એક સરખોજ ભાગ વહન કરવા દો સમસ્ત જીવન બન્ને જણાને સામાન્ય–સરખુજ થઇ જવા દો

એક બીજી રીતે પણ તેમના જીવન ભેગા મળી જવા જોઇયે તેમણે સાથે વાચન તથા અભ્યાસ કરવા જોઇયે, વિચાર શ્રેણી એક સરખીજ રાખવી જોઇયે, અ ઉચ્ચ માનસિક વિકાસમા એક બીજાને મદદ કરવી જોઇયે તેમણે ઇશ્વર પ્રાર્થના પણ સાથેજ કરવી જોઇયે તેમણે પોતાની પવિત્ર આશાઓ, પોતાના જીવન ભાર, બાળકોની

ચિતાઓ, વગેરે સર્વ સાથે પ્રભુને ચરણે ધરવા જોઈ યે તેમણે પોતાની ચિતાએ, નબળાઇયો, લાલચો, કસોટીયોની વાતો કેમ એક બીજાને ના કરવી જોઇયે, અને તેમ કરી શબ્દોથી, આશ્વાસનથી એક બીજાની સહાનુભૂતિ શા માટે ના મેળવવી જોઇયે? અને તેમ કરી જીવનમા વિજયી કેમ ના થવુ જોઈ યે?

આ પ્રમાણે તેમણે એકજ જીવન જીવવુ જોઇયે, એ જુદા નહિ દરેક આશા, દરેક યોજના, બન્નેની સામાન્ય જોઇયે, એકાકી નહિ જે પળે પતિ જીવનના કોઈ પણ કાર્ય કે વ્યવહારમા પત્નીને વિસરે છે, અથવા પત્ની જે કાઇક યોજનાઓ કરે, આનદો ભોગવે, આશાઓ રાખે, મિત્રો કરે, તેમાથી પતિને વેગળો મૂકેલો હોય, તેજ પળથી ગૃહજીવનમા આફત આવે એવી કાઇજ છુપી વાતો ના હોવી જોઇયે કે પતિપત્ની એક બીજાને કહી શકે નહિ એવા કોઈ પણ મિત્રો કે સોબતીઓ હોવા ના જોઇયે કે જે બન્નેને સામાન્ય ના હોય આ રીતે તેમના ભિન્ન જીવન એકત્રિત થઈ જવા જોઇયે અને વિચાર, ઇચ્છા, લાગણી, આનદ અને શોક એ સર્વ બન્નેને સામાન્ય હોવા જોઇયે

પરિણિત જીવનની આતરિક પવિત્રતામા કોઈ પણ ત્રીજા માણસને પ્રવેશ કરવા દેવો જોઇયે નહિ ગૃહના અર્થમાજ કઇક અતરપટ, કાઈ ખાનગીપણાનો સમાવેશ થાય છે ગૃહવાસીઓને, આસપાસની દુનિયાથી અલગ કરે છે એક ગૃહિણી વિષે એમ લખેલુ છે કે તેણે પોતાના ઘરમા એક નાનો ખડ એવો ખાનગી ગખ્ખો હતો કે તેમા તે અને તેના પત્ની તે સિવાય બીજા કોઇને પણ પ્રવેશ કરવાનો અધિકાર નહોતો આ દાખલો ઘણો સૂચક છે પવિત્ર ગૃહમા પણ એક વળી અતિ પવિત્ર વિભાગ હોવો જોઇયે, જ્યા પતિ અને પત્ની વિના અન્ય કોઈ પ્રવેશ પણ કરી ના શકે, નજર પણ ના નાખી શકે, જ્યા તેમના સિવાય બીજા કોઇનો સ્વર પણ કાને ના પડે, કોઈ અજાણ્યાને આ વિભાગમા સ્થાન ના હોવુ જોઇયે ગાઢ પરિચિત મિત્રને

પણ તેમાની છુપી વાત જાણવાનો અધિકાર ના હોવો જોઇયે તેનુ દ્વાર કદી ઉઘાડુ ન રહેવુ જોઇયે, તેમાની વાત કદિ બહાર ન આવવી જોઇયે જે સગમમય એકત્ર ગાઢ જીવન પતિપત્નીનું ત્યા હોય તેનો દ્રષ્ટા, પ્રભુ વિના કોઇ બીજો હોઇ શકેજ નહિ

## ગેરસમજુતીથી સાવધ રહો.

પરિણિત જીવનમા બીજી એક બાત ખાસ ધ્યાનમા રાખવાની એ છે કે પતિપત્ની વચ્ચે કાઇ પણ ગેરસમજુતની શરૂઆત થવા જેવુ લાગે તો પ્રથમથીજ એકદમ સાવધાન રહેવુ ઘણાયે ભગ્ન થઇ ગયેલા ગૃહોમા કોમળ પરિણિત જીવનના સ્મરણો રહેલા હોય છે. ઘણીવાર દુનિયાએ ટીકાપાત્ર-નિંદાપાત્ર—ગણેલી ધણી ધણીયાણી વચ્ચેની તકરારનુ મૂળ ઘણીજ નાની બાબતમા સમાયલુ હોય છે જો તકરારની શરૂઆતમા એકાએક પ્રેમ શબ્દનુ કે દિલાસાનુ ઉચ્ચારણ થયું હોત તો તકરાર ગભીર સ્વરૂપ ધારણ પણ કરત નહિ પરંતુ આ પ્રેમ શબ્દ બોલાયોજ ના હોય, તેને બદલે ઉતાવળીયો—ડહાપણ વિનાનો શબ્દ કહેવામા આવે એટલે, જે ગેરસમજુતી-તકરાર-થઇ હોય તે સમી જાય નહિ અને જે હૃદયો એક બન્યા હોય તે પાછા ચીરાવા માડે અને વધુ અને વધુ દૂર થવા લાગે તકરાર કાંઇ એકજ દિવસમા ગભીર સ્વરૂપ ધારણ કરતી નથી, એતો એક અગ્રેજ કવિ કહે છે તેમ—"પ્રેમ બસરીની અદર એક નાની ચીર હોય તેથીજ સગીત " બેસુરૂ બને છે, અને તે ધીમે ધીમે મોટી થતા પ્રેમગાન સમૂળાં " બધ પડે છે અથવા તો મિષ્ટ ફળની અદર પ્રથમ તો એક " નજીવો ડાવજ દેખાય છે, અને તે ધીમે ધીમે વધી જતા આખુ " મધુરૂ ફળજ કહોઇ જાય છે "

આ કારણથી કાઇક જુદાઇના ચિન્હ દેખાવા માડે કે તરતજ સામે સાવધાનતાથી પવિત્રપણે ઉપાય યોજવા જોઇએ કાઇક ઉતાવળીયો શબ્દ બોલાયો છે ? તરતજ તે પાછો ખેચી લ્યો, અને

મારા મનની દિલગીરી બતાવો કાંઇક ગેરસમજુતી થઇ છે ? ફીકર નહિ, ગમે તેનો વાક હોય તો પણ એકદમ તે દૂર કરી નાખો, એક કલાક પણ તે ચાલુ રહેવી ના જોઇયે ગૃહજીવનની ઉષ્ણતા ઘટતી લાગે છે ? તેમા વાક કોનો છે તે તપાસવા ના ઉભા રહો, પરન્તુ ગમે તેમ કરીને પણ પ્રથમની આતુરતા પાછી મેળવવા યત્ન કરવા મડી જાવ કલહ ગયો હોય તો એકથી બીજો શબ્દ તે બાબતમા નાજ ઉચ્ચરવા દેાે જે બે હૃદયો એકતા પ્રાપ્ત થયા છે, તેમની લાગણી દુખાય તેવુ કાંઇ પણ થયુ હોય, તો તે દૂર કર્યા વિના સૂર્યાસ્ત થવા દો નહિ પરિણિત જીવનમા અભિમાનને સ્થાનજ નથી એમ કર્યાથી તો મારૂ સ્વમાન ખડિત થશે, અથવા તો આમા માફી માગવાની મારે નથી, પણ બીજા પક્ષને છે, એવા વિચાર લગ્ન જીવનમા કદી પણ મનમા આણવાનાજ નથી સાચો પ્રેમ આવા દભને ઓળખતો જ નથી તે પોતાના હક્ક કે અધિકારની પરવા કરતો નથી. ક્ષમા કરવામા, નમી પડવામાજ, પહેલ કરવામા તેને ઘણો આનદ થાય છે પતિ અને પત્નીયે એક વાત ખાસ શીખવાની છે, જ્યારે જ્યારે તેમના મનમા એમ લાગે કે તેમની કાંઇક ભૂલ થઇ છે, અથવા તો તેમના કાંઇક કૃત્યથી સામાની લાગણી દુભાઇ છે, એટલે તરતજ કાંઇ પણ બાજો વિચાર કર્યા વિના, તેમણે ખુશીથી ક્ષમા માગીને મનરજન કરી દેવુ જોઇયે જેનામા " મારી ભૂલ થઇ છે, મને ક્ષમા કરો " એમ તો નાજ કહી શકાય તેવુ અભિમાન હોય, તેનામા લગ્ન જીવન ભોગવવાની યોગ્યતાજ નથી, એમ કહી શકાય. એક અગ્રેજી કવિતામા લખ્યુ છે કે—

" આપણે સર્વ ગુસ્સાનુ કારણુ તો આપીયે છીયે—

" લગ્ન જીવનમા એક પણ દિવસ એવો નહિ હોય, કે સાજ
" પડે વિચાર કરવા બેસીયે તો, સામાનો જીવ દુખાય તેવા બોલ,
" તેમને દુભવીયે તેવી નજર, ઉશ્કેરીયે તેવી ચુપકી, એ સર્વ બન્યું

" છે, એમ આપણે જોઇ ના શકીયે પણ એક બીજાની ક્ષમા-ખરા
" મનથી ક્ષમા-રાત પડે યાચવી જોઇયે "

ગૃહજીવન સબધી એક પુસ્તકને અતે એક લેખક લખે છે કે, "ઘરમા એવુ જીવન ગાળવાની ખાસ સભાળ રાખવી જોઇયે કે જ્યારે આ જીવન કોઇ કાળે નષ્ટ થાય ત્યારે ફક્ત પ્રભુની ઇચ્છા સિવાય, બીજા કાઇજ કડુ સ્મરણો સહન કરવાના આવી પડે નહિ આ બાબતનો સતત્ વિચાર, કાઇક આત્મત્યાગ, સચ્ચાઇ, સત્યજીવન તથા એક બીજા અને પ્રભુ તરફ જવાબદારીનો ખ્યાલ રાખવાથી, દુખ અને પશ્ચાતાપ આવતા અટકશે, એટલુજ નહિ પણ ઉત્તમ શાતિનો અનુભવ કરાવશે, અને પ્રભુના દરબારમા વિખૂટા થયેલા હૃદયોમા ફરી જોડાવાનો-પ્રભુની સેવા અર્થે જોડાવાનો-અનન્ય ઉત્સાહ આણશે " જ્યારે ક્રૂર કાળ એક શરીર ઝુટાવી લે, ત્યાર પછી કટુતા વિનાનુ સ્મરણ સાચવવા એક માત્ર ઉપાય એ છે કે, પરિણિત જીવનની દરેક પળ, બે પ્રેમી હૃદયો જેટલી પ્રેમપૂર્ણ અને સચ્ચાઇથી ભરેલી બનાવી શકે તેટલી બનાવવીજ

આ સવ બાબતો સાથે લગ્નોત્સવ સમયે તથા લગ્ન થયા પછી પરિણિત જીવનના દરેક દિવસે પ્રભુનુ સાનિધ્ય સ્મરણમા રાખવુ અને તેની કૃપા યાચવી આપણા ગૃહજીવનના સ્થાપન સમયે તથા નિત્ય જીવનમા પ્રભુને વિસરવા જેવી મોટી ભૂલ તો એક પણ નથી આ ભૂલથી ગૃહની શાતિમા જે ખોટ પડશે તે બીજી કોઇ પણ ભૂલથી પડશે નહિ પ્રભુની હાજરી વિનાની લગ્નક્રિયામા મિત્રોની મુબારકબાદી તો કેવળ લુખીજ લાગશે પરિણિત જીવનમા દરરોજ પ્રભુની કૃપા નહિ હોય તો, પૂર્ણ, સાચ્ચો, અને અખડિત પ્રેમ ભૂખ્યા હૃદયોને જોઇતી શાતિ આપી શકશે નહિ દવિ આશિષ વિના, દુનિયાઇ સૌંદર્ય, આનદ કે, ધન, કદિ પણ અખડિત શાતિ અર્પી શકશે નહિ

આપણા દેશમા તો લગ્નક્રિયા તે ધર્મક્રિયાજ છે અગ્નિ દેવની સમક્ષ, પ્રભુની સમક્ષજ લગ્ન થાય છે પરિણિત જીવન-ગૃહસ્થાશ્રમ-

એક ધાર્મિક ફરમાનજ છે અને ગૃહસ્થાશ્રમમા દપતીએ સાથે અનેક ધાર્મિક કાર્યો—યજ્ઞો—કરવાના છે એ સર્વ બાબતોનો યોગ્ય રીતે, સમજીને, વિચાર થાય તો દાપત્યજીવન, ગૃહસ્થાશ્રમ, સદાયે સુખીજ રહે-તેથી આત્મ કલ્યાણ—દેશ કલ્યાણ—સધાય અને આ લોક તથા પર-લોકમા મોક્ષ મળે

ગૃહસ્થાશ્રમમા ઘણી વાતો રહેલી છે, ઘણી જોખમદારીયો ભરેલી છે, ઘણાના હિત સમાયલા છે, અને આ સર્વ બાબતો પ્રભુની મદદ વિના સાધી શકાયજ નહિ દૈવિ શિક્ષક વિના આ સર્વ પાઠ ભણી શકાય તેવા નથી રસ્તો વિકટ છે, તે પસાર કરવાનુ કામ દિવ્ય ભોમીયા વિના બની શકે તેમ નથી આ સ્થિતિની ગુંચો એવી સૂક્ષ્મ છે, અને તેમા નિષ્ફળતા મળે તો તેના પરિણામ એવા દૂરગામી અને ભયકર છે કે, ડહાપણ અને દેવની મદદ વિના તે કાર્ય હાથ ધરાય તેમ નથી અને છતા પરિણિત જીવન ગાળવુ—ગૃહસ્થાશ્રમી થવુ તે પ્રભુનો આદેશ છે તેમા જગતનુ કલ્યાણ રહેલુ છે.

ખલાસીઓ ભર દરીયે વહાણ હકારવાની તૈયારી કરે છે, ત્યારે જે પ્રાર્થના કરે છે તે, ગૃહસ્થાશ્રમની શરૂઆતમા સર્વેએ કરવા યોગ્ય છે તેઓ કહે છે, "હે પ્રભુ ! મારૂ નાવડુ નાનુ—અતિ નાનુ છે, અને સાગર વિશાળ—અતિ વિશાળ—છે, માટે મારૂ રક્ષણ કરજે." આ નાવને મળતુ આવતા આપણુ પણ એક લોક ગીત કહે છે કે —

"બેડો બાઈ બૂડતો તારો રે, અમે આઈ પાર ઉતારો "

દરેક જણ ગૃહસ્થાશ્રમમા પ્રવેશવાને સમયે પ્રાર્થના કરો—પ્રવેશ કર્યા પછી પણ પ્રાર્થના કરો, હર હમેશ પ્રાર્થના કરો કે—

" સાચવજો સાચે સૃષ્ટિના બાપ હે !
" મારૂ નાનુ નાવડીયુ છે નાથ જો,
" અનત સાગર ઊંડેરો અમાપ છે,
" મારી હોડી હરીજી તારે હાથ જો !
ાચવજો સાચે સૃષ્ટિના બાપ હે ! "

# વિભાગ બીજો.

## પતિનો ધર્મ

ગૃહજીવન સુદર-સુખી બનાવવા માટે, કુટુબના દરેક માણસે પોતાનો હિસ્સા આપવાનો છે, જો દરેક જણુ પોતાની ગૃહપ્રત્યેના ફરજ પ્રમાણિકપણે અને ખરા મનથી બજાવે તોજ ગૃહજીવનમા સૌદર્ય, સુખ, અને સ પૂર્ણતા, પ્રાપ્ત થાય સગીતકારોની એક મ ડળી હોય, અને તેમા ફક્ત એકજ માણસ બેસુરૂ અને તાલ વિનાનુ સગીત કરતો હોય, તો, બીજા સર્વ સુદર સગીત કરતા હોય તો પણ આખી મંડળીનો તાલ બગડી જાય છે, તેજ પ્રમાણે ગૃહજીવનમા પણ, કુટુબનો એકજ માણસ પ્રેમ અને ફરજમા પાછો પડે છે, તો આખુ ગૃહજીવન બેસુરુ બની જાય છે

એક માણસથી કઈ ગૃહ સુદર-જોઇએ તેવુ સુદર-બની શકે નહિ. કોઇકવાર જેમ કાટાના ઝાખરાની અ દર કોઇક સુગધમય પુષ્પ હોય તો તેનો પમરાટ આખી વાડને સુવાસિત કરી મુકે છે છે, તેમ કડુતા ભર્યા કુટુબમા પણ એકાદ મધુર-પ્રેમમય-મનુષ્ય, હોય તો તે કુટુબમા પ્રેમ સુવાસ પ્રસરાવી શકે છે કોઇક વેળાએ એકજ નમ્ર અને નિસ્વાર્થી જીવ, કર્કશતા કાપી નાખે, સ્વાર્થને પીગળાવી દે, અને કુટુબમા પ્રેમના આશીર્વાદ રેલાવી દે છે છતાય એટલુ તો ખરૂજ કે આવા એકાદ જણુથી કાઇ સમસ્ત ગૃહજીવન સપૂર્ણ અને ભરપુર બની શકે નહિ. તે માટે તો દરેક જણે પોતાની ફરજ બજાવવી જોઇએ-પોતાનો ભાગ ભજવવો જોઇયે. પતિનુ કાર્ય અલગજ છે-બીજુ કોઇ તે કરી શકેજ નહિ, પત્નીનો ધર્મ વળી જુદો છે, પછી બાળકો, ભાઇઓ બ્હેનો

દરેકને સૌ સૌના કાર્ય કરવાના છે સગીત મડળીમા જુદા જુદા સ્વરો એકઠા મળી એક મધુર સગીત ઉપજાવી કાઢે છે, જુદા જુદા વાજિંત્રોના ભિન્નભિન્ન સ્વરો ભેગા મળી, મધુરી અસર નિપજાવે છે; કલાવિદ્ ચિત્રકારની જુદા જુદા રગની પીંછીયો રસિક સુદર ચિત્રકામ ઉભુ કરે છે, ભિન્નભિન્ન યત્રો પોતાના કાર્યથી એક કારખાનામા શક્તિ, ચલન, નાજુકાઈ અને હોશીયારીભર્યુ કાર્ય નિપજાવે છે. તેજ પ્રમાણે કુટુબના પણ સર્વ અગો, પોતાની ફરજ યોગ્ય રીતે બજાવે અને જોખમદારીઓની ગભીરતા સમજે, તો પરિણામે કુટુબમા-ગૃહમા-એકતાન, આનદ અને આશીર્વાદ, વરસી રહે

ત્યારે કુટુબમા પતિનુ કાર્ય શુ છે? પતિની ફરજ વિષે પ્રભુના શા આદેશ છે? લગ્ન સબધ થાય ત્યારથી પતિયે શુ શુ કરવાનુ છે? પત્ની પ્રત્યે એનો શો ધર્મ છે? જ્યારે લગ્ન વેદિ સમક્ષ-પવિત્ર અગ્નિ સમક્ષ-પ્રભુની સમક્ષ-અને પચની સમક્ષ, તેનો તેની પત્ની સાથે હસ્ત-મિલાપ થાય છે, તે ગભીર, પવિત્ર, પ્રતિજ્ઞાઓ કરે છે, તે સમયથી શા ધર્મ બજાવવાનુ તે માથે લે છે?

## "પ્રેમ."

આ સર્વનો ઉત્તર એકજ શબ્દથી આપી શકાય તેમ છે આ શબ્દ "પ્રેમ" છે દરેક ધર્મશાસ્ત્રો કહે છે કે "પતિયે પત્નીને પ્રેમથી ચહાવી જોઇયે" આજ દૈવી આદેશ છે તે નાનો છે-અથવા નાનો દેખાય છે પણ તે સ્વીકાર્યા પછી, તેનુ પાલન કરતી વખતે, આ આદેશ ગહન લાગે છે

છબી પાડવાની કલા અત્યારે ઘણી આગળ વધી છે મોટા દૈનિક પત્રના આખા પાનાની છબી એકાદ ઇંચ જગામા હવે સમાવી શકાય છે, છતાયે સૂક્ષ્મદર્શક યત્રમાથી જોતા માલૂમ પડે છે કે એકે એક વિગત આ નાની છબીમા આવી જાય છે તેજ પ્રમાણે આ નાના શબ્દચિત્ર-"પ્રેમ"-મા જીવનના-ગૃહધર્મના, વિચારોનો અને સૂચના-

ઓનો સંગ્રહ સમાયલો છે, અને જેમ જેમ સૂક્ષ્મતાથી આપણે તે સર્વનો વિચાર કરીયે છીયે, તેમ તેમ આ સર્વ "પ્રેમ" શબ્દમાં સ્પષ્ટ રીતે આલેખાયલા માલૂમ પડે છે, ત્યારે પતિના પ્રેમમાં કઈ કઈ મુખ્ય બાબતોનો સમાવેશ થઈ જાય છે?

## સ્નેહપૂર્ણ સન્માન.

આમાની એક બાબત પત્નીની ચાહનાની, તેની તરફના સ્નેહપૂર્ણ સન્માનની છે જ્યારે એક માણસ પોતાનો હાથ કોઈ સ્ત્રીને આપે છે ત્યારે તે પોતાના કાર્યથીજ કહી આપે છે કે બીજી સર્વ સ્ત્રીઓમાંથી તેણે આ સ્ત્રીને પોતાના પ્રેમ માટે પસંદ કરી છે, અને તે તેને ગાઢ પ્રેમથી ચાહે છે લગ્ન વેદિ સમય તે પ્રતિજ્ઞા લે છે કે તેનો આ પ્રેમ મરણપર્યંત ચાલુ રહેશે જ્યારે તેના મુખની સુંદરતા કમી પડી જાય, આંખનો તેજ કરમાઈ જાય જ્યારે વડપણની કરચલીયો દેહ દેખાય, અથવા માંદગી, આફત, કે ચિંતા, તેમની નિશાનીઓ તેના ઉપર મૂકતા જાય, ત્યારે પણ વરરાજાર પતિનો પ્રેમ તો, હમેશની માફક અખંડિત, સાચો, અને ગાઢજ રહે છે એ હૃદય તો પોતાની વલ્લભા પ્રત્યે સ્નેહપૂર્ણ સન્માનથી જૂવે છે, અને અન્ય કોઈ પણ સ્ત્રી કરતાં, પોતાની પત્નીથીજ તે આનંદ પામે છે

પણ આ શબ્દના અર્થમાં કેવળ ભાવનાપૂર્ણ ચાહના કરતાં વિશેષ અર્થ રહેલો છે. ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રમાં તો આ પ્રેમનું પ્રમાણ પણ આપેલું છે તેમાં લખ્યું છે કે,

"પતિઓ! જે પ્રેમથી ઇસુખ્રિસ્ત દેવળને-ધર્મને-ચાહતા હતા અને જે પ્રેમથી તેમણે તે માટે સ્વાત્મભોગ આપ્યો હતો, તેવા પ્રેમથી તમે તમારી પત્નીઓને ચાહજો"

"ઇસુખ્રિસ્ત જે ગાઢ પ્રેમથી તેમના ધર્મને ચહાતા હશે તેનું માપ આપણે મર્ત્ય મનુષ્યો કાઢી શકીયે તેમ નથી; તો પણ એ

પ્રેમનુ પૃથ્વી ઉપર જેટલુ અનુસરણ થઈ શકે તેટલુ દરેક પતિયે કરવાનુ છે ઇસુખ્રિસ્તે પોતાની જાત પોતાના ધર્મને અર્પી દીધી હતી દરેક પતિયે પણ પોતાની જાત પોતાની પત્નીને અર્પી દેવાની છે, સારી પણ સપૂર્ણ ભક્તિમા તેણે પત્નીમય થઈ જવાનુ છે. ધમના આદેશને સમજનાર પતિ, પોતાના અગત સ્વાર્થનુ બલિદાન લગ્નવેદિમાજ આપી દે છે પોતાની સગવડોનો તે વિચાર નથી કરતો, પણ પોતાની પ્રિયાની સગવડોનો કરે છે જાણે કે વટોળીયો હોય તો, પવનનો સુસવાટો પોતે વહોરે છે, અને તેના ઝપાટામાથી પોતાની પત્નીને બચાવી દે છે પત્નીનુ પોષણ કરવા માટે પોતે મહેનત કરે છે તેને વધારે સુખ આપી શકાય, વધારે આનદ આપી શકાય, તે માટે પોતે અનેક સ્વાર્થત્યાગ કરે છે પત્નીને જો ફાયદો કરી શકાતો હોય, તો કોઇ પણ ભોગ તે ભારે લેખતો નથી

લગ્ન થતાજ, પત્ની પોતાના સર્વ સ્વાર્થની સુપરત પતિને કરી દે છે, પોતાનુ જીવન સર્વસ્વ પતિને અર્પી દે છે, તે કાર્યમા પવિત્રતા અને ગભીરતા સમાયલા છે તે પોતાના માતપિતા અને બચપણનુ ઘર તજી દે છે પોતાના અત્યારલગીના જીવનમા સર્વ સબધ ને છોડી દે છે નાનપણના મિત્રો અને મૈત્રિ તે મૂકી દે છે જે આનદો ભોગવવા તે ટેવાયલી હોય છે, તેના સર્વ સાધનોથી તે દૂર થઇ જાય છે જે મનુષ્યની તે પત્ની થાય છે તેના મુખ સામુ તે ધ્રુજતા હૃદયથી, પણ પૂર્ણ વિશ્વાસથી જુવે છે અને તેનેજ પોતાના પવિત્ર સ્વાર્થ સોપી દે છે ને આમ કરે છે, ત્યારે પતિને માથે ગભીર ફરજ પ્રાપ્ત થાય છે આ સુપરત એક નાજુક હૃદયના જીવન ભરના સુખની છે તે સુખી થશે કે દુખી તેનો આધાર તેના ઉપર રહે છે આ સુપરતથી તે એક મનુષ્યને દૈવી સુખ આપી શકે, અથવા તો તેનુ માધુર્ય સદાને માટે નષ્ટ કરી નાખે

પત્ની પોતાનુ સર્વસ્વ પતિને અર્પણ કરી દે છે, આ રીતે મૂકેલા વિશ્વાસનો પતિ પ્રત્યુત્તર આપશે? વફાદાર થશે? તે એને અક્ષત પ્રેમથી ચહાશે? ઝઝાવાતથી તેનુ રક્ષણ કરી, દુખમાથી તેનો બચાવ કરશે? પત્નીના સુખને તે કીમતી ગણી, તેની ખાતર તે દરેક ચીજ ખમશે–સહન કરશે? તેનુ વધારેમા વધારે કલ્યાણ થાય, તેનામા ઉન્નત સ્ત્રીત્વ ખીલે, તે માટે તે પ્રયત્ન કરશે? તેનો વિશ્વાસુ પ્રેમ, તેના ચરણમા જે જે ધરે તે સર્વ સ્વીકારવા જેટલીજ યોગ્યતા તે ધરાવે છે? તે સદાને માટે તેને આશરે આવેલીને વફાદાર રહેશે?

મીસ ૅાક્ટર નામની એક અગ્રેજ સ્ત્રી કવિએ, એક પરણવા તૈયાર થયેલી કન્યાના મુખમા કવિતારૂપે નીચેના વિચાર મુકયા છે.–તે કાવ્યનુ નામ એક સ્ત્રીનો પ્રશ્ન છે

"મારૂ ભાવિ હુ તારા હાથમા મૂકુ, અથવા મારો હસ્ત તેને અર્પું, તારા ભવિષ્ય સાથે મારૂ ભવિષ્ય જોડી દઉ, મારૂ સર્વસ્વ તારે માટે હુ જોખમમા નાખુ, તે પહેલા મારે અર્થે તુ તારા આત્માને આજે પ્રશ્ન પૂછજે.

"હુ મારા સર્વ બધન તોડી નાખુ છુ અને તેનો મને શોક નથી, પણ તારા ભૂતકાળની કોઇ શૃખલા તને હજી સુધી બાધી રાખે છે? અથવા તારી વફાદારી મારા જેટલી શુદ્ધ અને સ્વતત્ર છે?

"તારા ભવિષ્ય માટે તુ એવુ ઝાખુ પણ સ્વપ્નુ જુવે છે કે તું મારા વિના એકલુ જીવન ગાળી શકે કે જેમા હુ ભાગ ન લેતી હોઉ? જો તેમ હોય તો મારૂ સર્વસ્વ નષ્ટ થાય તે પહેલાજ મને કહી દેજે, અને પછી મને ભલે દુખ લાગે કે કલેશ થાય!

"હજી ઉડાણમા તપાસ કર તારો અતરાત્મા તને એમ કહે કે તેં મારાથી કાઇક પણ છુપાવ્યુ છે, તો કૃપા કરીને મને સત્ય હકીકત મહેરબાની કરી કહી દેજે, ખાલી દયા ખાઇને મારાથી કાઇ છુપાવીશ નહિ.

"તારા હૃદયની કાઇ પણ માગણી એવી છે જે મારાથી પૂર્ણ ના થાય? એક પણ સૂર એવો છે જે અન્યથીજ જાગૃત થાય? બોલ, હમણાથીજ બોલી દે નહિ તો ભવિષ્યમા કોઇ દિવસ મારૂ જીવન કરમાઇ જશે, સડી જશે

"તારા સ્વભાવમા નવીનતાનો રાક્ષસી મોહ રહેલો છે? જે મોહ નવી અને વિચિત્ર વસ્તુઓ તરફ તારૂ ક્ષણિક આકર્ષણ કરી નાખે? ભલે તે કેવળ તારોજ વાક ના હોય, પણ મારા હૃદયનુ તારા હૃદયથીજ રક્ષણ કર '

"ભવિષ્યમા કોઇ પણ દિવસ તારો હાથ મારી પાસેથી છીનવી લઇને, મારા હક્કના ઉત્તરમા તુ એમ કહીશ કે "વાક મારો નથી, વિધાતાનો-તથા આજની ભૂલનો છે" કેટલાએક લોકો આમ કહી અતકરણ સતોષે છે, પણ તેમ તારે માટે સભવ હોય, તો મહેરબાની કરી આજથીજ મને ચેતાવીને બચાવી દેજે"

એક નમ્ર, નાજુક, વિશ્વાસુ, યુવાન, જીવનને, તેના અથવા પોતાના મૃત્યુ સુધી, રક્ષણ માટે, આનદિત કરવા માટે, આશીષમય કરવા માટે, સ્વીકારવુ તે ઘણીજ ગભીર બાબત છે

આ જોખમની ગભીરતા તથા પવિત્રતા કેટલા બધા માણસો કદિ પણ સ્વીકારતા નથી તે કેવી અફસોસની વાત છે! આ પવિત્ર સ્વીકૃત ફરજ બજાવવામા કેટલા બધા નિષ્ફળ નિવડે છે! જે નાજુક જીવનનુ મૃત્યુપયત રક્ષણ કરવાના સોગન લગ્નવેદિ સમક્ષ લીધેલા હોય છે, તે જીવનને ક્રૂર કૃત્યથી કેટલા બધા માણસો ચગદે છે! પ્રેમને બદલે સ્વાર્થનુ સામ્રાજ્ય કેટલા બધા માણસો ચાલવા દે છે! મૃદુહૃદયોને પોષવાના તથા પ્રેમથી સતોષવાના પણ લીધા પછી, તેમ કરવા કેટલા બધા દુર્બલ મનુષ્યો નિષ્ફળ નિવડે છે! જ્યારે કોઇ સ્ત્રી, અને તે વળી એક ઇપ્સિત પ્રિયા, પોતાનો કોમળ હસ્ત, અર્પણ

કરી, પત્ની બને છે, ત્યારે તે પોતાની આશાઓ, ભય, ભવિષ્યની શક્યતાઓ, આનંદ, દુખ, વિકાસના સાધનો, તથા કોમળ અને પવિત્ર ઇચ્છાઓ, આ સર્વ પોતાના પતિનાજ હાથમા મૂકી દે છે, એમ દરેક પતિએ સમજવુ જોઇએ અને આ સર્વ ફરજ અદા કરવા માટે સ્વભોગ આપવા પતિએ તત્પર રહેવુ જોઇએ આટલુ કરવાની તૈયારી હોય નહિ તો "ઇસુ ખ્રિસ્તે જેવા પ્રેમથી પોતાના પંથને ચાહ્યો હતો તેટલા પ્રેમથી પતિયે પત્નીને ચહાવી જોઇએ,' એ કથનનો કંઇ અર્થજ રહેતો નથી

હિંદુ લગ્નક્રિયામા પણ મંગળફેરાની પ્રતિજ્ઞાઓ પત્ની કરે છે, પછી પતિ કહે છે કે—

**मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं तेऽस्तु।**
**मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥**

"મારા વ્રતમા તારા આ હૃદયને મુકુ છુ તારા ચિત્ત જેવુ મારૂ ચિત્ત હો' મારા મન અને વાણી તારી સાથે એકતા પામે કરો; પ્રજાપતિ તને અને મને એક કરી નાખો"

આમ એકતા પ્રાપ્ત થયેલા યુગલ વચ્ચે પ્રેમ અને પૂર્ણ પ્રેમ વિના અન્ય શુ સંભવે છે પોતાની આ પ્રાર્થના દરેક પતિએ સર્વદા યાદ રાખીનેજ પત્નીસહ વર્તન કરવુ જોઇએ

## વિનયપૂર્ણ વર્તણુક.

ગાઢ પ્રેમના અર્થમા, વર્તણુકમા અતિશય વિનય [illegible] આવીજ જાય છે કોઇ માણસ હૃદયનો સાચો હોય વફાદાર હોય, પણ વાણી અને વર્તનમા પ્રેમપાત્રનુ હૃદય હરવા માટે જે સ્નેહાર્દ્રતા [illegible] જોઇએ તે તેનામા કોઇ વાર ખામી રહી જાય છે ખ્રિસ્તિ [illegible] પુસ્તકમા

પતિને ખાસ આજ્ઞા કરેલી છે કે તેણે પત્ની પ્રત્યે પ્રેમ રાખવો અને તેની તરફ કટુ વર્તન કરવુ નહિ આ આજ્ઞામા કડવો સ્વભાવ, કડવી લાગણીયો, માયાહીન વર્તન અને ક્રોધપૂર્ણ વાણી પણ નહિ ધારવાનુ સમાઈ જાય છે આ આજ્ઞાનો યોગ્ય અર્થ એમ થાય છે કે હૃદયની ક્રિયામાજ સર્વ પ્રકારની કટુતા દબાઈ જવી જોઈય અને તેને બદલે મીઠાશ વર્તી રહેવી જોઈએ

આ બાબતના બધાજ પતિ દોષહીન છે? કેટલાએક પતિ પોતાની પત્ની પ્રત્યે કટુતા નથી ધરતા? તેઓ ઘણીવાર કડવા નખો—સખ્ત મહેણા—પોતાની પત્નીના મૃદુ હૃદયમા તીરની માફક નથી મારતા? આ બધુ વગર વિચારે થઈ જતુ હશે, કારણ કે જે માણસ પોતાની પ્રિયાને સાચા દિલથી ચાહે છે, તે તેને દુખ દઈ શકેજ નહિ કવિ કાઉપર એક કવિતામા કહે છે કે “ કોઈ માણસ કન્તાથી એક કીડાને પણ ચગદી નાખે તેવો હોય, તો તેની દેખીતી રીતભાત ગમે તેવી સભ્યાઈ-વાળી હોય છતાયે તેને હુ મારા મિત્રમા ગણુ નહિ ’

એવા પણ મનુષ્યો છે કે તેઓ એક કીડીને, કે પ્રભુના છેક સૂક્ષ્મમા સૂક્ષ્મ જતુને કે કોઈ પણ મુગા પ્રાણીને લેશ માત્ર ઈજા કરવાની ઈચ્છા પણ ધરાવતા નથી, તો પણ તેઓ હમ્હમેશ, તેમના ઉતાવળીયા સ્વભાવથી અને વર્તનથી, તેમજ કડવા વેણથી તેમની પ્રેમાળ સહૃદય, અને સાચા દિલની સ્ત્રીનુ હૃદય ચગી નાખે છે તથા તેને અજાણ્યે અતિશય વેદના કરે છે

વાત એમ છે કે પોતાના ઘરમા પુરુષો સ્વભાવે તેમ વર્તનમા બહુજ બેદરકાર રહે છે ઘરની બહાર, બીજાને ત્યા તેઓ બેદરકાર નથી રહેતા, બીજે ઠેકાણે તેઓ અતિ સભ્ય રહે છે અને આ સભ્યતા માટે તેઓ ઘણુ અભિમાન ધારે છે સહેજમા ખોટુ લાગી જાય તેવી બાઈઓ સાથે પણ વાત કરતા, પોતાની ભાષા અને બીજી રીતભાતમા તેઓ તેને ખોટુ ના લાગે તે માટે બહુ સાવધાન રહે છે પણ ઘરમા

તેઓ બોલવામા બેદરકાર, વર્તનમા જગલી અને પોતાના વર્તન તથા વાણીથી સામાને કેવુ લાગશે તેનો વિચાર સરખો પણ તેઓ કરતા નથી આખો દિવસ ઘરની બહાર તેમનો મીજાજ ગયો હોય, ખોટુ લાગેલુ મનમા દબાવી રાખ્યુ હોય, તે સર્વનો ઉભરો તેઓ ઘરમા આવીને કહાડે છે રીતસરના પ્રશ્નોના ઉત્તર ગુસ્સાથી આપે છે જરા જરામા ઉશ્કેરાઈ જાય છે ચડેલુ મોઢુ ને ગુસ્સાભર્યું વર્તન રાખે છે. તેઓ ભૂલી જાય છે કે એમની પોતાની પત્નીને પણ લાગણીઓ હોય છે અને તેને પણ ખોટુ લાગી શકે છે તેઓ એમ જાણે છે કે એક સ્ત્રી પોતાની પત્ની થાય એટલે પતિ મહારથી ઉશ્કેરાયલો આવ્યો હોય તે પણ જાણીજ શકે અને પતિ ગમે તેવુ જગલી વર્તન રાખે તો પણ પત્નીયે તો જાણવુજ જોઇએ કે તે તેની તરફ અગાધ પ્રેમ રાખે છે અને પતિ ગમે તેમ વર્તે, ગમે તેમ કરે, તેથી સામાન્ય રીતે કોઈ પણ સ્ત્રીને ગમે તેટલુ ખોટુ લાગે તેવુ હોય, તો પણ પત્નીએ તો તેથી ખોટુ લગાડવુજ ના જોઇએ!

આના કરતા વધારે જુઠી માન્યતા બીજી હોઈ શકેજ નહિ ઉલટુ પોતાની પત્ની સાથે તો અતિશય સભ્ય વર્તન કરવુ જોઇયે તેના શબ્દોથી વગર વિચારે બોલાયલા શબ્દોથી બીજી કોઈ પણ સ્ત્રી કરતા તેની પત્નીનેજ વધારે માઠુ લાગશે, કોઇ પણ સ્ત્રી કરતા પોતાની પત્નીની લાગણી દુખાવવાથીજ પતિને વધારે દુખ થવુ જોઇયે તેણે તો બહુજ વિચારીને તથા લાગણીઓ ધ્યાનમા લઇને તેની તરફ વર્તવુ જોઇયે પ્રેમ કાઈ પ્રેમપાત્ર સાથે જગલી વર્તન ચલાવવાનો અધિકાર આપી શકતો નથી જેમ જેમ સબધ વધારે ગાઢ હોય, તેમ તેમ વગર વિચારે બોલાયલા અસભ્ય બોલ કે વર્તનથી ખોટુ પણ વધારે લાગી જાય પરતુ પુરૂષો પત્ની પ્રત્યે કટુતા ધારણ ના કરે તેટલુજ બસ નથી દુર્ગુણની ગેરહાજરી તે કાઇ એક સદ્‌ગુણ નથી કટુ શબ્દો કરતા અલબત્ત મૌન વધારે સારૂ છે પત્થરના પુતળા જેવુ ગાભીર્ય પણ અવિનય કરતા તો સારૂ છે ફુલ ઝાડ વિનાની કોઇ વાડીમા

જરાયે ઝાખરા ના હોય, તે ઝાખરાના મેદાન કરતા તો સારી લાગે; પણ તેના કરતા સુદર સુગધમય ઉદ્યાન અતિશય રમણીય લાગેજ કોઈ પતિ, પત્ની પ્રત્યે કટુતા ધાગણુ ના કરે તે ઘણીજ સારી વાત છે, પણ તેના કરતાયે સારી વાત તો એ છે કે તેનુ વર્તન કોમળ અને પ્રેમપૂર્ણ હોય કેટલાએક માણુસો કડવા વેણુ નથી બોલતા, મહેણા નથી મારતા, પણ તેમના મુખમાથી વ્હાલસોયા શબ્દો પણ નથી નિકળતા યુવાન રમણુ જેટલી પ્રેમોષ્ણુતા તે દાખવતો નથી તેના બોલ દુનિયાદારી અને ઠડા થઈ જાય છે આવા વતનથી પ્રેમ માટે તલસતા હૃદયને સતોષ થાયજ નહિ, એમ સર્વ કોઇ કહી શકશે

શબ્દ, સામાન્ય રીતે નિર્જીવ વસ્તુ જેવા લાગે છે અને તેથી કયો શબ્દ કેમ બોલાઇ ગયો, તેની કોઈ દરકાર કરતુ નથી શબ્દ બોલતા કાંઈ વાર થતી નથી, એટલે તે બોલ્યાથી સાભળનારને શુ સુખ કે દુખ થયુ હશે, તે યાદ પણ રહેતું નથી બોલનાર તો બોલીને તે વિસરી જાય છે પરતુ જેને શબ્દબાણુ લાગ્યા હોય તેના તો હૃદયમા તે સૂળીની માફક સાલ્યા કરે છે, અથવા જો વેણુ મીઠા હોય તો તેનો પમરાટ અત્તર માફક ફેલાયલો રહે છે તે બોલનારને એવા તો નિર્જીવ લાગે છે કે સાભળનારના આત્માના આનદ અને શાતિ તે તોડી શકતા હશે, કે વધારી શકતા હશે, એવો કાઈ ખ્યાલજ આપણા તો મનમા રહેતો નથી તે મુખમાથી જાણે સરી પડે છે, અને પછી સદાને માટે ગુમ થઈ જાય છે, એમ આપણુને તો લાગે છે એક અગ્રેજ કવિ એક "શબ્દ" નો ચિતાર આપે છે તે વાચવા લાયક છે —

"કટાળાભરી ચુપકી તોડનારો એક શબ્દ મે સાભળ્યો.
"વિજળીની ઝડપથી બોલાયલા તે શબ્દની પાખો ઉપર નિસિમ વિનાશ
"હતો, તેના કરતા તિક્ષ્ણુ હથિયાર, તેના કરતા વધારે દુખ કે મોત
"આણુનાર, પૃથ્વી ઉપર મે બીજુ જોયુ નથી, તેનો પ્રતિધ્વનિ
"વર્ષોનાવર્ષ લગી તેટલોજ ક્રુર પડતો હતો"

"પરંતુ એવો શબ્દ પણ મેં સાંભળ્યો છે કે નિરાશામય જીવનમાં તે આશાના તારારૂપ થઇ ગયો હતો, અને દુઃખ તથા આફતના અંધકારના સમયમાં આંસુભરી આંખે જોતાં, તે અતિશય ચળકતો લાગતો હતો, તે વચનથીજ નિરાશ મુસાફરનું હૃદય—જીવનના અંધકારમય પથમાં પણ આશા—દિન પ્રતિદિન વધતી જતી આશાથી—ટકી રહેતું હતું."

સામાન્ય રીતે પતિનું વર્તન પત્ની પ્રત્યે સભ્યતાપૂર્ણ હોવું જ જોઇયે, પરંતુ અમુક પ્રસંગો તો એવા છે કે તે સમયે સભ્યતા ઉપરાંત, વિશેષ વિચારપૂર્ણ વર્તન તથા સહાનુભૂતિ દર્શાવવાની ખાસ જરૂર છે. કોઇવાર પત્ની થાકી ગયેલી હોય છે, આખા દિવસમાં ચિંતા ભર્યા પ્રસંગો આવી ગયેલા હોય છે, ઘરમાં બધું કાર્ય સાનુકુળ રીતે ચાલ્યું હોતું નથી, તેની ધીરજ ખુટી ગઇ હોશ છે. ગમગીનીના કાંઇ સમાચાર તેણે સાંભળ્યા હોય છે, વ્હ્મા બાળક માંદું પડ્યું હોય છે, અથવા કોઇ બાળકે કાંઇક તોફાનથી કે કહ્યું ના માનીને તેના હૃદયમાં નિરાશા પ્રસરાવી હોય છે. આવે પ્રસંગે પતિયે શું કરવું જોઇયે ? જો તેનામાં જરાયે કોમળતા હોય, તો તે દર્શાવવાનો આ સમય છે. તેના થાકેલા હૃદય ઉપર ભાર પડે તેવો એક પણ શબ્દ એણે બોલવો ના જોઇયે. પત્નીના મુંઝતા હૃદયને શાંત કરવા, તને બળ અને શાંતિ અર્પવા વિચારપૂર્વક—પ્રેમપૂર્વક—તેનાથી જે કાંઇ બની શકે તે તણે કરવું જ જોઇયે.

એક વખતે સખ્ત વાવાઝોડામાં હું એક ઝાડ નીચે થઇને જતો હતો, તટલામાં ઝાડ ઉપરથી એક પક્ષી, ડાળાં પાંદડામાંથી ફફડતું નીચે આવ્યું અને મારી છાતી સાથે અથડાઇ, મારા, મોટા ડગલા નીચે ભરાઇ ગયું. સખત તોફાન વખતે તે આશ્રય ખોળવા આવ્યું હતું. દરેક પત્નીના મનમાં એવો ખાત્રી હોવી જોઇયે કે જ્યારે તેને ગભરામણ થશે, કષ્ટો આવશે, ત્યારે પોતના પતિના પ્રેમમાં તેને

સલામત અને શાંત આશ્રય મળશેજ તેને એમ પણ ખાત્રી હોવી જોઇયે કે, પતિ તેની મુશ્કેલીયો સમજી શકશે, તેની સાથે મૃદુતાથી વર્તશે, અને તનુ રક્ષણ કરવા માટે પોતાના બળનો તે ઉપયોગ કરશે, તથા તેને જે વસારો વેઠવો પડશે તે વસારાને સાટે પોતાના બળથી તેને સમર્થ કરશે પત્નીના મનમા પતિની સહાનુભૂતિ મળશે કે નહિ, તે સબંધી શંકા રહેવી જોઇયેજ નહિ જ્યારે તે આશ્રય માગતી જાય, ત્યારે તિરસ્કાર થશે, કે ઠપકો મળશે કે બેદરકારી બતાવશે, એવો ભય તેના મનમા ના રહેવો જોઇયે મનુષ્યોના દુ:ખમા તેમની ચિંતાને સમયે કૃપાસિંધુ ભગવાન જેમ તેમને આશ્વાસન આપે છે, તેજ પ્રમાણે દરેક પતિએ, પોતાની શક્તિ પ્રમાણે પોતાની પત્નીને આશ્વાસનરૂપ બનવુ જોઇએ

આપણા ઉપર આધાર રાખનારાઓ તરફ માયા નહિ બતાવી હોય, દરકાર નહિ રાખી હોય, તે બધુ એક સ્થળે આપણને યાદ આવશે, અને તે વખતે આપણી ફરજમા ચુકવા માટે પસ્તાવો આપણનેજ થશે રસ્કીન કહે છે કે “ કોઈ માણસ પોતાના સોબતી—સ્વર્ગસ્થ સોબતી—ની કબર આગળ ઉભો રહે છે, ત્યારે તેને લાગણી થઈ આવે છે, કે મારા સોબતીના હવે ઠંડા થઇ ગયેલા હૃદયને, આનંદ આપવા, કે જરા પણ આશ્વાસન આપવા, મારો અગાધ પ્રેમ કે તીવ્ર શોક પણ શક્તિમાન નથી, અને આવી લાગણી જે હૃદયને એકવાર થાય છે, તે રીતે સમય આવતા પોતાની ફરજમા ચુકતો નથી ” પરતુ અફસોસ ! આમ છતાયે, આ શીખ લેવામા આપણે કેટલા ધીમા છીએ ! !

જ્યારે પત્નીના જીવન પથમા, કંટક આવી પડ્યા હતા, જ્યારે તેના નાજુક પગ લથડી ગયા હતા, તે વખતે તમે તેના માર્ગમા પુષ્પો પાથર્યા નહિ, તો પછી તેની ઠઠડી ઉપર—કે કબર ઉપર—ગમે

તેટલા પુષ્પો પાથરો તેથી શું વળ્યું ? તેના જીવતા તમે તેને ઉત્સાહનો, ઉત્તેજનનો, વખાણનો, તેના ગુણનો, તેના થકી તમને કેટલી શાંતિ મળી હતી તે સંબંધીનો, એક શબ્દ પણ તેને કાને નાખ્યો નહિ.

પછી તેના મૃત્યુ પછી તેના ગુણગાન ઠેર ઠેર કરવાથી—કે સ્નેહાંજલિના કાવ્યો લખવાથી શું ફળ !

આ સંબંધી અંગ્રેજીમાં એક કવિતા છે કે —

"તેના મૃતિકા જેવા શીત કરમાં, આ પવિત્ર, ફીકકું, ગુલાબ
"તમે મૂક્યું ? મને લાગે છે કે એ તે પોતાની બીડાઈ ગયેલી આંખો
"ઉઘાડી શકત તો તે દુઃખભર્યા આશ્ચર્ય સહિત તમારી આંખ
"સાથે આંખ જોડી દેત અને બોલત કે તમે પહેલાં ક્યારે મને
"આમ પુષ્પ આપ્યું હતું ? અરે ! હવે બધી સમાપ્તિ થયા પછી
"આ શા કામનું ?

× × × ×

"હું સર્વને પ્રાર્થી પ્રાર્થી વિનવું છું કે જ્યારે કોઇ સ્વરૂપવાન
"મુખ એક તારાની માફક તમારી તરફ પ્રકાશ નાખે, ત્યારે તેના
"પ્રેમને જો તમે પોષણ આપશો નહિ તો તે ભૂખે મરશે—સાચા
"પ્રેમી હૃદયો પણ પોતાના નિત્યના રોટલા માટે તલસે છે"

જ્યારે મૃદુતાની સામાને જરૂર હોય છે, ત્યારેજ પ્રેમભરી રીતે તે દર્શાવવાનો સમય છે થાકથી લચી ગયેલા હૃદયને વખતસર પ્રોત્સાહન ના આપો, અંધકાર સમયે પ્રેમનો પ્રકાશ ના નાખો, તો પછીથી ગમે તેટલો બદલો વાળો—અગાધ પ્રેમ દર્શાવો—તો પણ જે થાક લાગ્યો, જે અંધકાર પ્રસર્યો, તે દૂર થઇ શકતો નથીજ

## "સન્માન."

( પ્રસન્ન દવતા ત્યાં રહે, જ્યાં સન્માન પામે સુંદરી )

પતિ પોતાની પત્નીને સન્માન આપે એવું "પ્રેમ" માગે છે.

લગ્ન પહેલા તે તેને અતિશય માન આપતોજ હતો તે એને ઉદાત્ત પ્રેમપાત્ર, અને એક રાણી જેવી ગણુતો હતો બની શકે તેવી અને તેટલી રીતે તે પોતાની માનબુદ્ધિ દર્શાવતો હતો પણુ હવે જ્યારે તેણે તેને પોતાની હૃદયરાણીનુ સ્થાન આપ્યુ છે, ત્યારે શુ તેને ઓછા માનને પાત્ર ગણુશે ? નહિ જો તે એક મરદ હોય, અને સાચો પતિ હોય, તો ઓછુ નહિ, પણુ વધારે અને વધારે માન તેને આપશે. પૃથ્વી ઉપરના નજદીકમા નજદીક અને પવિત્ર સબધી તરીકે તેણે તેનો સ્વીકાર કર્યો છે તેણે તેનુ જીવન પોતાના જીવન સાથે જોડી દીધુ છે, અને તે એવી રીતે કે બેમાથી એકને કાંઈ થાય તેની અસર બીજાને લાગે જો એકને સન્માન મળે તો બીજાને આનદ થાય, જો એકનુ અપમાન થાય, તો બીજુ હલકુ પડે લગ્ન પહેલા પત્ની જે માનને પાત્ર હતી તેના કરતા હવે અનેકધા વધારે આદર-સન્માન તેને આપવુ જોઇયે તેના આ કારણો છે

સન્માન દર્શાવનારી રીતો અનેક છે તેની જે જરૂરીયાતો હોય તે પોતાની આર્થિક સ્થિતિના પ્રમાણુમા બહુજ ઉદારતાથી પુરી પાડવાનો પ્રયત્ન કરીને સન્માન દર્શાવી શકાય પોતાના સર્વસ્વ જીવનની અદર તેને ભાગ આપીને પણુ તે બતાવી શકાય પોતાના ધધાની વાત પણુ તેની સાથે કરવી જોઇયે, કાઇ નવી યોજના હોય, તો પણુ તેની સાથે ચર્ચવી જોઇયે, અને પોતે જે કાંઈ કાર્ય ઉપાડયા હોય તેના શા પરિણામ આવ્યા તે એને જણાવવા જોઇયે. પત્ની તે કાંઈ બાળક નથી જ્યારે તેને પત્નીનુ પદ આપ્યુ ત્યારે તેનુ મૂલ્ય તેણે આક્યુ ધધાની બાબતોમા પોતાના પતિ જેટલુ ડહાપણુ નહિ હોય, પણુ ઘણીવાર તે કાંઈ કાઇ નવી સુચનાઓ કરી શકશે, કારણુકે સ્ત્રીની જલદ અતરપ્રેરણા એવી ઘણી બાબતો જોઈ શકે છે કે જે પુરૂષની ધીમી દલીલાત્મક બુદ્ધિને સુઝી પણુ શકે નહિ ઘણા પુરૂષો, મોટે ભાગે પોતાની સ્ત્રીની ડહાપણુભરી સલાહથી સફળતા મેળવી શક્યા છે અને ઘણુાયે માણુસો, જો તેમણે પોતાની સ્ત્રીની સલાહ

માની હોત તો વધારે સફળતા મેળવી શક્યા હોત, અથવા તો પોતાની નિષ્ફળતા અટકાવી શક્યા હોત

પરતુ જો સ્ત્રી પોતાના પતિના ધધામા શીખામણ કે સલાહ આપવાની યોગ્યતા ધરાવતી હોય નહિ, તો પણ તે તેને ચાહ્ છે તો ખરીજ અને તે જે કાંઇ કરે છે તેમા હિત ધરાવે છે તેને વિશ્વાસમા લેવાથી, તેને બધી વાત કરવાથી, તે સુખી થાય છે, અને પતિના જીવનકાર્ય સાથે નિકટ સબધમા આવે છે, અને તેથી પતિને પણ, તેની ખરા મનની સહાનુભૂતિ તથા સાનદ ઉત્સાહથી, ચચળતાથી પોતાનુ કાર્ય કરવામા, તથા હિમતથી અર્થ સાધવામા, બહુ બળ મળે છે દિવસે તે પોતાના કાયમા સફળ નિવડે કે નિષ્ફળ નિવડે, તે સર્વ સાઝે તેણે પોતાની પત્નીને જણાવવુ જોઇએ જો દિવસ ફળદાયી નિવડયો હોય તો તેના આનદમા ભાગ લેવાનો તેનો અધિકાર છે, જો નિષ્ફળતા મળી હોય તો પોતાના પતિને આશ્વાસન આપી, મદદ કરી, તેના ભારનો કાઇક ભાગ વેરી લેવાનો તથા નવો ઉત્સાહ તને આપવાનો તેને હક્ક છે જે માણસ પોતાના ધધા વહેપારની વાત પોતાની પત્નીને કરતો નથી, તે પત્નીને સન્માન આપતો નથી એટલુજ નહિ પણ જે ઉત્સાહ અને મદદ મુશ્કેલીના વખતમા દરેક માચી સ્ત્રી પોતાના પતિને આપી શકે છે, તેનો લાભ પણ તે ગુમાવે છે

પોતાની પત્નીના પ્રેમને પાત્ર થઇને પત્નીને માન આપવુ જોઇયે એ તો કહેવાની પણ જરૂર નથી પ્રેમને લીધે ઘણાયે મનુષ્યોને એવુ પ્રોત્સાહન મળેલુ છે કે તેઓ હલકે સ્થાનેથી સત્તા અને લાયકાતમા ઉચ્ચ પ્રદેશોમા પહોચ્યા છે સામાન્ય કુટુબમા જન્મેલા ઘણાયે યુવકોએ, પોતાથી ઘણી ઉચી સામાજિક સ્થિતિમા હોય તેવી યુવતીઓના ચરણોમા પોતાનો પ્રેમ અર્પ્યો છે, અને પોતાના પ્રેમના બળથી ઉત્સાહ પામી તેના જેવીજ સામાજિક સ્થિતિ પ્રાપ્ત કરી તેને મેળવવા પામ્યા છે

જાણીતો ચિત્રકાર ક્વીન્ટીન મેટસીસ, તેની ખીલતી જુવાનીમા એન્ટવર્પમા એક સામાન્ય લુહાર હતો તે એક ચિત્રકારની રૂપવતી કન્યાને ચહાતો હતો, અને તેનો પ્રેમ સપાદન કરવા ભાગ્યશાળી નિવડ્યો પણ હતો, પરતુ યુવતિનો પિતા તેને પસદ કરતો નહોતો. તેણે કહ્યુ, "તુ ચિતારો હોત તો તે કન્યા તારીજ થાત, પણ લુહારને તો મારી કન્યા ન આપુ" તે યુવક નિરાશ ન થયો તેણે હાથોડો પડતો મૂક્યો તેના અતરમા કાઇંક નવા જીવનનો સચાર થયો તેના મગજમા હજારો યશસ્વી કલ્પનાઓ ઉડવા લાગી તે બોલ્યો "હુ ચિત્રકાર થઇશ" તેને તે કલાના પોતાના અજ્ઞાનનો વિચાર આવ્યો, અને પ્રથમ તો કાઇંક નિરૂત્સાહ થયો છતાયે તેણે શરૂઆત કરી, અને પોતાના પ્રથમ પ્રયત્નોથી કાંઇક તેને હીમત આવી તેણે પીંછી પકડી અને પ્રથમ પક્તિઓ જે પરી તે તેની હૃદયવલ્લભાના મુખનીજ હતી પ્રેમથી પ્રોત્સાહન પામી તે પ્રયત્ન કરવા લાગ્યો તે બોલ્યો, "હુ તેનુજ ચિત્ર ચિતરીશ" અને તેના પટ ઉપર રગ જાણે ચિતરાયાજ કર્યા, અને છેવટે ચિત્ર આબેહુબ થયુ તે લઇને તેના પિતા પાસે ગયો, અને કહ્યુ, "હવે હુ મારૂ ઇનામ માગુ છુ, હુ ચિત્રકાર બન્યો છુ" અને આ રીતે પોતે યોગ્યતા પ્રાપ્ત કરી પોતાની પ્રિયાને વર્યો પછી પણ પ્રેમના પ્રોત્સાહનથી તેણે ચિત્રકામ ચાલુ રાખ્યુ અને ધીમે ધીમે કીર્તિ સપાદન કરી, અને તે મરણ પામ્યો ત્યારે જાહેર માન તેને મળ્યુ તેનો જીવન ઉદ્દેશ એકજ હતો, જેને જીતવાની ઇચ્છા હતી તેને પાત્ર થવુ

દરેક સહૃદયી પતિએ, જે પત્નીને પોતે મેળવી છે તેને પાત્ર થવા પ્રયત્ન કરવોજ જોઇયે તેને ખાતર ઉદાત્ત પરાક્રમો કરવા જોઇયે, તથા ઉન્નત ચારિત્ર્યને શીખરે પહોચવુ જોઇયે તેની પત્નીને મન તો તે આદર્શ પુરૂષ છે, માટે તેવા થવા સારૂ તેણે પ્રતિદિન પ્રયત્ન કરવોજ જોઇએ, અને જે માન તેઓ આપે છે તે માટે પૂર્ણ યોગ્યતા મેળવવી જોઇયે પોતાના આત્માની દરેક શક્યતાઓ ખીલવવી જોઇયે પોતાના

જીવનની દરેક શક્તિઓને બહાર આણી તેમનો ઉપયોગ કરવો જોઇયે પ્રેમના પ્રોત્સાહન વડે ઉત્તમોત્તમ કાર્યો કરવા તેના હાથને યોજવો જોઇયે ચારિત્ર્યના દોષો દૂર કરવા જોઇયે, કુટેવોને જીતવી જોઇયે, અને આત્માની છુપી સુદરતાઓને ખીલવીને પોતાની પ્રિયાની ખાતર મઘમઘતી બનાવવી જોઇયે પત્ની તેને આદર્શ પુરૂષ લેખે છે અને તેના આ આદર્શમા ભગાણુ પાડવા જેવુ તેણે કાઇજ કરવુ જોઇયે નહિ પત્નીએ જે ઉચ્ચ સ્થાને તેને સ્થાપ્યો છે, ત્યાથી ગબડી પડાય તેવુ કાઈ પણ કૃત્ય તેણે કરવુ જોઇએ નહિ માણસ જે કાઈ પાપ કરે છે તેમા સર્વથી ગહન પાપ એ છે કે જેથી તેને દુનિયામા સર્વ ફીટકાર આપે છે આ પાપથી બીજા પરિણામ ઉપગત એક પરિણામ એ આવે છે કે જે પ્રિયા તેને ફક્ત પ્રભુ કરતા જ બીજે નબરે પુજે છે, તેનુ હૃદય તે ભાગી નાખે છે કારણ કે તેણે કલ્પેલો આદર્શ પુરૂષ ઉચ્ચ સ્થાનેથી ગબડી પડે છે

## ઉદાર હૃદય.

દરેક પ્રેમી પતિએ મોટુ હૃદય રાખવુ જોઇયે તેણે પોતાના ગૃહ-રાજ્યમા જુલમી રાજાનો ભાગ ભજવવો જોઇયે નહિ જે માણસ આવો ભાગ ભજવે તે નાના મનનો જ હોવો જોઇએ ખરો મરદ તો જીવનના સર્વ પ્રદેશોમા પોતાની ઉદારતા બતાવે છે અને ખાસ કરીને પોતાના ઘરમા તો તે અતિશય ઉદાત્ત રહે છે ઘણીયે પત્નીઓ, બીચારી ઘરમા શીત વાતાવરણ હોવાને લીધે, તેમની સપૂર્ણ સુદરતામા પ્રકાશતી નથી એક સન્નારીને સુદર વસ્તુઓનુ બારીકાઇથી નિરીક્ષણ કરવાની ટેવ હતી, એક દિવસ તે એક પર્વતની બાજુએથી લીલનો ગુચ્છો લાવ્યા, અને તે પોતાના ઉષ્ણ ખડમા મૂક્યો થોડાજ સમયમા તે ગુચ્છાના અતર્ભાગમાથી મધુરા, નાજુક, વસત પુષ્પો ફુટી નીકળ્યા. આ પુષ્પના બી ઘણાય સમયથી લીલમા પડી રહેલા હતા, પણ પર્વતની ઠડી હવાને લીધે તે બહાર આવી શકતા નહોતા ઘણાયે, સામાન્ય તેમજ બાદશાહી ગૃહોમા, ઉમત પત્નીઓ આ લીલની માફક

વસે છે તેમના સ્વભાવમા, મધુરતાના, ઘણા અશો હોય છે, પરતુ તેમના ગૃહનુ વાતાવરણ એવુ શીત અને પ્રતિકુળ હોય છે કે તેમના ઉત્તમ અશો કમાયલાજ રહે છે, તે કદી ફુટી નીકળી શકતાજ નથી જો ગૃહજીવનમા નવીન ઉષ્ણતા ગેડવામા આવે, તો આ સર્વ અણધારી સુદરતા મોહક રીતે ખીલી નીકળે જે પતિને પોતાની પત્નીના આ સર્વ ઉત્તમ અશો ખીલેલા જોવાની ઇચ્છા હોય તેણે પોતાના ગૃહનુ વાતાવરણ આખુયે વર્ષ વસત ઋતુ જેવુ આનદ જનક રાખવુ જોઇયે

પતિ જો મોટા મનનો હશે, તો તેની અસર આખાયે કુટુબમા પ્રસરશે ઘરમા જે ગૃહસ્થ ઉદાર હશે, તે બહાર કજુસ થઇ શકશેજ નહિ જે હૃદય ઘરમા ખુલેલુ હશે, તે દુખી દુનિયામા વિચરતા, ત્યા પ્રસરેલા દુખ તરફ બીડાયલુ રહી શકશેજ નહિ એક ઉદાર મનુષ્યનુ સમૃદ્ધિવાન ગૃહ, બીજા ઓછા ભાગ્યશાળી કુટુબોને અનેક આશીશ તથા દિલાસારૂપ થઇ શકે છે દરેક ઉત્તમ ગૃહ અનેક જીવનોને મદદ રૂપ બને છે દરેક ઉદાર સહૃદયી પુરૂષ, આ જગતમા વિચરતા વિચરતા, અનેક દુખી અને ગરીબ લોકોને આશ્વાસન અને મદદ આપી શકે છે હિદુ ધર્મમા પણ ગૃહસ્થાશ્રમને ધન્ય કહ્યો છે અને ગૃહપતિ જો યોગ્ય અને ઉન્નત રહે તો ગૃહમાજ નહિ પણ જ્યા જ્યા તે વિચરે તે સર્વ જગાઓમા સુખ અને આનદ તે વરસાવી શકે આવા સુખ અને આનદ આસપાસ વરસાવ્યાથી ઘણોજ લાભ થાય છે કોઇકને આશ્વાસન આપ્યા હોય, કોઇકને મદદ કરી હોય, કોઇકને નિરાશ્રિત અવસ્થામા પોતાને ત્યા આશ્રય આપ્યો હોય, અનેકને સુમાર્ગે દોર્યા હોય, તે સર્વની શુભાશિષ કરતા બીજો વધારો લાભ શો હોઇ શકે ! ! આવા અનેક લોકોના આશીર્વાદ માયાભર્યા કૃત્યો વડે મેળવ્યાથી, માણસ જે નામના મેળવે છે, અને પોતાની યાદગીરી આ દુનિયામા મુકી જાય છે, તેના કરતા ઉત્તમ યાદગીરી, ભવ્ય્ભલા સ્મારકોથી પણ સચવાતી નથી.

યુરોપના સાહિત્યમા "શ્વેત હાથ" ની એક જુની કથા છે. જૂના કાળમા એક રાજા થઈ ગયો તેને ખાલી ઠાઠ કે ભભકો પસંદ નહોતો પણ પ્રેમભર્યાં પરોપકારી કૃત્યોથીજ તે કૃતાર્થ થતો હતો જ્યા તે જાય ત્યા આશીર્વાદ પ્રસરી રહેતા હતા પોતાને માટે પીરસાયલા ભોજન તે ગરીબ, ભૂખ્યા માણસોને આપી દેતો હતો મનુષ્યોને જ્યારે જ્યારે કાંઈપણ જરૂરીયાત કે તગી પડતી હતી, ત્યારે તે રાજાની કોઇપણ વસ્તુ આપી દેવાની આનાકાની કરવામા આવતી નહોતી પોતાની કોઈ છેલ્લી વસ્તુ હોય તોપણ તે રાજા કોઇનુ દુખ ટાળવા તે આપી દેતો હતો

એક દિવસ એક ધર્મગુરૂએ તે રાજાનો હાથ ઝાલીને આશીર્વાદ આપ્યો કે, "આ સુંદર હાથ, કદી વૃદ્ધ થાવ નહિ!" આ બનાવ પછી થોડા વખતમાજ લડાઇ થઇ અને તેમા તે રાજા મરાયો તેને જીતી લેનાર રાજાએ, તે સમયના ક્રૂર રિવાજ મુજબ, હુકમ કર્યો કે તે મરી ગયેલા રાજાના અગ જુદા કરીને તે લાકડા કે વાસ ઉપર બાધીને જાહેરમા ખૂલ્લા મૂકો તે મુજબ કરવામા પણ આવ્યુ પરતુ જ્યારે ખુલ્લા તડકામા બધા અગ કરમાઇ ગયા, ત્યારે જે પરોપકારી હાથને આશીર્વાદ મળ્યો હતો, તે એવોને એવો, આકાશ તરફ જાણે પ્રાર્થના કરતો હોય તેમ ઉચો રહ્યો હતો.

આવી કથાઓ હિંદુ પુરાણોમાથી પણ ઘણીયે મળે છે પરદુખ ભજન વિક્રમાદિત્ય અને પરોપકારી રાજા ભોજના કૃત્યોના સુદર પરિણામો તેમા દર્શાવાયલા છે આ સર્વમાથી બોધ એ લેવાનો છે કે જે હાથ અને હૃદય, પ્રભુને નામે બીજાઓનુ કલ્યાણ કરે છે, બીજાને શાતિ, સુખ, મદદ અને આનદ આપી તેમને ઉદ્ધારે છે, તેમને વધારે બળવાન, રક્ષિત, પવિત્ર, બનાવે છે, તે, જયારે આ પૃથ્વી ઉપરના માન પણ કરમાય છે, તાજ અને જવાહીરો ધૂળ ભેગા થઇ જાય છે, ત્યારે પણ સ્વર્ગના જયજયકારમા સદા શ્વેત અને પવિત્ર રહે છે.

એક વાત ખાસ કહેવાની છે દરેક ધર્મનિષ્ઠ પત્નીના પતિએ પ્રભુભક્તિમા પણ તેની સાથે રહેવુ જોઇએ. કેટલાએક પતિ આમાં નિષ્ફળ નિવડે છે તેઓ પોતાની પત્નીને અતિશય પ્રેમથી ચાહે છે અને તેને માટે આપભોગ પણ આપે છે જીવનના કાઇક ઝેરી પવન સામે તેનુ રક્ષણ પણ કરે છે માયાથી તેને આશીષ આપે છે પોતાના પરાક્રમના સુદર ફળો તેને ચરણે ધરીને તેની તરફના માન અને મમતા બતાવે છે આ દુનિયામા તેમને સુખ મળે તેવા સર્વ કાર્યો તેઓ કરે છે, તેમના દુખમા ભાગ લે છે પરતુ જ્યારે અગત ધર્મની વાત આવે છે, ત્યારે તેઓ પત્નીને એકલી મકી દે છે તે પ્રાર્થના, પૂજા કે એવુ કાઇ કરે ત્યારે પોતે દૂર રહે છે પ્રભુભક્તિ, અને ધર્મના કાર્યમા તો દપતીએ સાથેજ રહેવુ જોઇએ, ત્યા તેઓ વેગળા રહે છે

એક આશ્રિત, નાજુક સ્ત્રીને તેના પ્રિયતમ તરફની સહાનુભૂતિ સોબત કે મદદ વિના, જીવનની અતિ ગભીર બાબતમા એકલી મૂકવી તે એક અન્યાયજ છે પોતાના જીવનના અતિ પવિત્ર વિભાગમાથી પતિને દૂર રાખવા જેવુ-બહાર રાખવા જેવુ તે થાય અને તેમ થતા પોતાના આધ્યાત્મિક જીવનની ગડભાગો, આશાઓ અને તેના ઉચ્ચ ઉદ્દેશોની બાબતો સબધી તેને મૌનજ ધારણ કરવુ પડે; પોતાના સતાનોની આધ્યાત્મિક ખીલવણીનો બોજ બધો પોતાને શીરેજ લેવો પડે, પ્રભુ પ્રાર્થના વખતે પરમાત્માને એકલવાયાજ શીર નમાવવુ પડે

અત્યારે હિદુ સમાજમા આવા દશ્ય સામાન્ય થઇ પડયા છે. તેનુ મુખ્ય કારણ એ છે કે અનેક કારણોને લઇને અત્યારે હિદુ ધર્મ બહુજ કઢગી સ્થિતિએ પહોચ્યો છે શુદ્ધ ધર્મની અદર રૂઢી અને લોકાચાર અતિ વિચિત્ર રીતે ભેળાઇ ગયા છે, અને ધર્મની બાબતોમા તો અધપરપરાથીજ કામ કરવુ એવી માન્યતા ફેલાઇ ગઈ છે. સ્વતત્ર વિચાર કરતા શીખ્યા પછી આમ બુદ્ધિનો બહિષ્કાર થતો

હોય તે ઘણાને ના જ ગમે વળી હાલમા હિંદુ ધર્મમા આધ્યાત્મિક અને સામાજીક બાબતો ભેળી નાખવામા આવી છે આ કારણોને લઇને ધર્મની બાબત કેળવાયલા હિંદીઓમા અપ્રિય થવા લાગી અને તે સાથે પશ્ચિમનો સુધારો પણ આ જડવાદ ઉપરજ રચાયલો હોવાથી કેળવાયલા લોકો આપણી ધાર્મિક બાબતો તરફ બહુજ બેદરકાર બન્યા. આનુ પરિણામ એ આવ્યુ કે ધા મક બાબતો રૂઢીરક્ષકો અને સ્ત્રીઓનાજ હાથમા રહી અને તેમા તેઓએ રૂઢીને અને વિચિત્ર માન્યતાઓને ધર્મનુ સ્વરૂપ આપી દીધુ આમા ખરૂ જોતા દોષ શિક્ષિત વર્ગનોજ કહેવાય તેઓએ જો શ્રમ લઇને આ ધાર્મિક સ્વરૂપ સાચવ્યુ હોત, પોતાના ધર્મનુ અભિમાન ધાર્યુ હોત, તો ધર્મની આવી સ્થિતિ થાત નહિ અને પતિ અને પત્ની વચ્ચે ધાર્મિક માન્યતામા જે અતર જોવામા આવે છે, તે હોત નહિ જેના આત્મા ધર્મથીજ જોડાયા છે, તેમની વચ્ચે આધ્યાત્મિક બાબતોમા આમ અતર રહે તે તો ના સખાય તેવુ છે માટે દરેક શિક્ષિત પતિએ ધાર્મિક બાબતોમા રસ લઇ, ધર્મમાથી રૂઢીનુ મિશ્રણ જુદુ કરી, પોતાની અર્ધાગનાને શુદ્ધ ધર્મ સમજાવીને, ધાર્મિક માન્યતાઓમા બે વચ્ચેનુ અતર કાઢી નાખવુ જોઇએ હિંદુ ધર્મમા તો પત્ની વિના પતિ ધાર્મિક ક્રિયાઓ કરી શકતોજ નથી રામચદ્રજીએ મોટા યજ્ઞનો આરભ કર્યો ત્યારે સીતાજી વનવાસ હતા તેથી તેમની સુવર્ણ પ્રતિમા કરીને પોતાની સાથે બેસાડી ત્યારે જ તેઓ યજ્ઞ પૂજન કરી શક્યા હતા ઇશ્વરોપાસના સમયે તેમજ બીજી સર્વ ક્રિયાઓમા પતિએ પત્નીની સાથે જ રહેવુ જોઇએ, અને તેને કદી પણ આ ગહન માર્ગમા સલાહ વિનાની અરક્ષિત મોકલવી નહિ આમ થતા તેમના જીવન કાઇક અલૌકિક સ્વરૂપ જ ધારણ કરશે

જીવનનો આ ગહન અને મોટો ભાગ, પતિની સહાનુભૂતિ અને સહાય વિના પત્ની ગાળે તે યોગ્ય હોઇ શકેજ નહિ પત્નીના દરેક પવિત્ર, દિવ્ય, અનુભવમા સામેલ થવાનો પ્રેમી પતિએ પ્રયત્ન કરવોજ

જોઇએ એકજ પ્રભુના સતાન તરીકે બન્ને જણા સાથેજ ધર્મોપાસના કરે તેના કરતા વિશેષ આનદજનક કાઇ હોયજ નહિ પત્નીનો ભાર આથી ઘણોજ હલકો થશે, કેમકે તે હવે બે જણાયે સાથે મળીને ઉપાડવાનો છે આથી તેના મુખ ઉપર ઓર લાલી આવશે, તેના હૃદયમા વિશેષ શાતિ પ્રસરશે, અને તેના આખાયે જીવનમા ઉત્સાહ ફેલાશે. આથી તેમનુ લગ્ન વધુ સપૂર્ણ થશે કારણ કે તેમના હૃદય એક બીજાની વિશેષ સમીપ રહેશે, જે હૃદયોમા ભૌતિક સામાન્ય અનુભવોમા એકતા હોય તેની સાથે આધ્યાત્મિક અને ઉચ્ચ જીવનમા પણ ઐક્ય પ્રસરે, તેજ હૃદયો દરેક લાગણી, આશા અને હેતુમા સર્વાશે સલગ્ન થઇ શકે છે આથી પતિના કલ્યાણનો માર્ગ પણ ઉઘડશે સ્ત્રીઓ સ્વભાવથીજ ધાર્મિક વૃતિઓવાળી હોવાથી પતિ તેની સાથે ધર્મ માર્ગે વિશેષ પ્રમાણમા વિચરશે અને ધર્મ તેજ ખરો કલ્યાણ માર્ગ છે તેથી આશ્વાસન, મદદ, અને આશીષ મળે છે પત્નીની સાથે શ્રદ્ધામય અને ભકિતમય જીવન ગાળતા ગાળતા પતિનુ જીવન પ્રભુ સાથે જોડાઇ જશે

આ પ્રમાણે આ પૃથ્વી ઉપર પ્રભુ પ્રત્યેની શ્રદ્ધામા એકતા અનુભવતા, પોતાના અરસપરસના પ્રેમને, પ્રભુ પ્રેમ સાથે જોડી દેતા દપતી, સ્વર્ગમા પણ સલગ્ન રહેશે અને શાશ્વત એકતા અનુભવશે આ છાયામયી પૃથ્વી ઉપરજ બે હૃદયોના ઐક્યનો અત આવે તેવુ તેમણે શા માટે કરવુ જોઇયે? આ ઐક્યને વિસ્તારીને, શાશ્વત કેમ ના બનાવવુ જોઇયે?

# વિભાગ ત્રીજો.

## પત્નીના ધર્મ.

### પત્ની થવાની લાયકાત.

સકળ કન્યાઓના જૂથમાંથી, એક સાચા દિલના સદ્ગૃહસ્થની પત્ની તરીકે પોતેજ પસંદ થાય તે કોઈ પણ સન્નારીને ઘણુંજ માનભર્યું છે જાણે રાણીપદને માટે તેને નિયત કરી હોય, એટલું માન મળ્યું તેમ સમજવાનું છે તેનો પતિ પોતાનો પ્રેમ તેને ચરણે ધરીને, પોતાના મનોરાજ્યના તખ્ત ઉપર તેને પધરાવે છે તેના હાથમાં મોટી સત્તા મૂકે છે પવિત્ર ભવિષ્યનો કબજો તેને સોંપે છે આ મુગટ લાભદાયી રીતે જે પહેરશે તેનું રાજ્ય, તે સૌંદર્ય અને આશાથી ભરપૂર કરી નાખશે કે તેનામાં મૂકેલા પવિત્ર વિશ્વાસને તે અપાત્ર નિવડશે ? આનો ઉત્તર તેનું પરિણિત જીવન જ આપી શકે

પરણ્યા પહેલાં દરેક કન્યાએ શાંત ચિત્તે જોવું જોઇયે કે જેને માટે સર્વ ત્યાગ કરવા તે તત્પર થઈ છે તે આ સર્વ માટે યોગ્ય છે કે નહિ, પોતાનું જીવન તે સુખમય બનાવી શકશે ? પ્રેમ અને સહચારની સર્વ આકાંક્ષાઓ તે તૃપ્ત કરી શકશે ? પોતાના હૃદયના સર્વોત્તમ સ્થાનમાં પધરાવવાની યોગ્યતા તે ધરાવે છે ? આ સર્વ પ્રશ્નો કન્યાએ પોતાના શ્રેય સારૂ જ પૂછવા જોઇયે નહિ તો કદાચ તેને અંબોડે ગૂંથેલી વેણીના ફૂલને કરમાતા જેટલો સમય થશે, તેટલાજ સમયમાં તેના સુખી સ્વપ્નો પણ કરમાઈ જશે, અને જેને માટે તેણે પોતાના સર્વ સંબંધીઓને

તજ્યા, તેનામા પવિત્ર વિશ્વાસ પૂર્ણ કરવાની લાયકાત નથી, તેમજ તે તેનું જીવન સુખથી ભરી શકે તેમ નથી, તથા તે તેના હૃદયના તાર જગાવી શકે કે આત્માના ઉડાણ હલાવી શકે તેમ નથી, એ જ્ઞાન તેને ઘણુ જ મોડુ-સુધારી ના શકાય તેટલુ મોડુ-થશે

પરતુ ઉપરના પ્રશ્નો ઉલટાવીને બીજી રીતે પણ કન્યાએ પોતાના હૃદયને પૂછવા જોઇયે જે ગૃહસ્થ તરફથી પોતાના હાથની માગણી થઈ છે, તેની સાચી અને વફાદાર પત્ની પોતે બની શકશે? તેના પગ આગળ જે પ્રેમ પાથર્યો છે તેને લાયક પોતે છે? જે મનુષ્ય તેને પોતાની હૃદય-રાણી સ્થાપવા માગણી કરે છે તેને તે આશીર્વાદરૂપ થઈ શકશે? અત્યારે તે પુરૂષ તેનામા જે કમનીયતા, જે સહચાર, જે સુસ્વભાવ, જે પ્રબળ, પ્રોત્સાહક પ્રેમ, જે આનદસ્રોત, અને સહકાર નિરખી રહ્યો છે તે ખરેખર તેને મળી શકશે? ભવિષ્યમા તેની સાથે કોઈ પણ રીતે અસગત થવાનો સભવ છે? તે પુરૂષના હૃદયની કાઇપણ ઇચ્છાઓ તે તૃપ્ત કરી ના શકે તેવી છે? તેના હૃદયના કોઈ પણ તાર એવા છે કે તેને તેની અગુલીયો સ્પર્શી ના શકે?

પુરૂષના હૃદયને આ સર્વ પ્રશ્ન પૂછવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર સ્ત્રીના હૃદયને પૂછવાની છે પરિણિત જીવન એસુરૂ મનાવવુ ના હોય તો પત્નીયે પણ તે સગીતમા પૂર્તિ કરવાની છે લગ્ન દિવસે પત્નીને પવિત્ર ભવિષ્ય, ગભીર જોખમદારી, અને કીંમતી કાર્યોની સુપરત થાય છે, અને જો આ સર્વ એકદમ તેની નજર સમક્ષ મૂકી દેવામા આવે તો બહાદૂર હૃદય પણ તે ભાર નીચે દબાઈ જવાનો સભવ છે તેને જે તક-જે શકયતાઓ પ્રાપ્ત થાય છે તે એવી છે કે દેવો પણ તેની અદે-ખાઇ કરે પુરૂષના જીવનનું કેવળ સુખ જ નહિ, પણ તેના ચારિત્ર્યનું, તેની લાગવગનું, તેના વિકાસનુ, સર્વ ભવિષ્ય તેના ઉપર આધાર રાખે છે.

એક પ્રખ્યાત લેખકે સુગૃહિણીનો જે ચિતાર આપ્યો છે તે જુવો.

"એક સુગૃહિણી, મનુષ્યને મળેલી ઉત્તમોત્તમ ઇશ્વરી બક્ષીસ છે, તે દેવી છે, અગાધ કલ્યાણ કરનારી છે, અને સદ્‍ગુણોની ખાણ છે તેના કંઠમા મધુર સગીત રહેલુ છે, તેના સ્મિતથી દિવસો આનદમય બને છે, તેનુ ચુબન પવિત્રતાનુ રક્ષક છે, તેના હસ્ત રક્ષણ કરનારા અને રોગ હરનારા, તેના જીવનમા અમૃત રેડનાર છે, તેના ઉદ્યમીપણામા તેની સફળ મિલકત સમાયેલ છે, તેની કરકસર તે મીલકતની ચોકી કરે છે, તેના મૃદુ ઓષ્ઠ સુદર સાચી સલાહ આપનારા છે તેનુ વક્ષસ્થળ, સકળ ચિતાનિવારક ઓશીકુ છે, અને તેની પ્રાર્થનાઓ, પ્રભુના આશીર્વાદ અપાવનાર ઉત્તમ પુરોહિત છે"

જો પત્નીયે પુરુષ માટે આ સર્વ કરવાનુ છે તો શુ તેણે લગ્નવેદિ સમીપ જતા પહેલા પોતાના હૃદયને આ સર્વ પ્રશ્ન પૂછવા ના જોઇએ ?

પત્નીનો સાચો આદર્શ શો છે ? તે કાઇ નિત્ય જીવન બહારની અને અમૃત ઉપર જીવતી, તથા તદ્દ પ્રેમમા મહાલતી વસ્તુ નથી યુરોપના કેટલાએક શહેરોમા, પ્રવાસીઓને ધર્મમદિરની નાની પ્રતિમાઓ સફેદ પદાર્થની બનાવેલી વેચવામા આવે છે તે બરફ કરતા પણ વધારે શ્વેત હોય છે પણ એટલી બધી નાજુક હોય છે કે જરા ધૂળથી તે ગદી થઇ જાય છે, અને જરા સ્પર્શથી ખડિત થઇ જાય છે, માટે તેને કાચના ઢાકણામા રાખવી પડે છે તે બહુજ સુદર હોય છે, પણ તેનાથી કાઇજ ઉચ્ચ કાર્ય સરતુ નથી તે પ્રતિમા દેવળમા પૂજાગીયો લઇ જઇ શકતા નથી, તેમાથી સુદર ભજનો નિકળી ગગનને સ્પર્શતા નથી તેજ પ્રમાણે સ્ત્રીત્વના એવા પણ આદર્શો છે કે, તે સુદર હોય, કમનીય હોય, આહ્લાદક હોય, આકર્ષક હોય, છતા એ એટલા નાજુક હોય કે આપણી વસ્તુત અને ચઢતી પડતી વાળી દુનિયામા તે ઉપયોગી થઇ પડે નહિ આવા આદર્શો કવિતા અને નવલકથામા જોવામા આવે છે ઝળકતા પૃષ્ટ ઉપર આલેખાયેલા આ પાત્રો ઘણા ખેચાણકારક લાગે છે પરતુ તે પાત્રો હાલના નિત્ય જીવનમા શુ કરી શકે ? આપણી દુનિયાના સહેજ પવનથીજ એ તો કરમાઇ

જાય સખ્ત મહેનતવાળા અને જીવન માટે નિત્ય મજુરી કરવી પડે તેવા કાલના જીવનમા જો તેઓ ફક્ત એકજ દિવસ ગાળે તો તેમની નાજુક ખૂબસુરતી તરતજ વિખરાઇ જાય આપણે તો એવા આદર્શ જોઇયે કે જે, સહેજ આચકો લાગતા તુટી ના જાય કે પવનના જરીક ઝપાટામા ઉડી ના જાય પણ જીવનના મહેનતભર્યા અને ત્યાગપૂર્ણ માર્ગે આગળ વધતા, વધુ અને વધુ કમનીયતા પ્રાપ્ત કરે સાચી પત્ની કાઇ કવિયોના સ્વપ્ન જેવી, કે ચિતારાના અણીશુદ્ધ ચિત્ર જેવી, કે અડતાજ ભાગી જાય તેવી અલૌકિક સુદરી જેવી ના જોઇયે, પણ એ તો તદુરસ્ત, મજબૂત, વ્યવહારૂ, મહેનતુ સ્ત્રી જોઇયે, જીદગીની સામાન્યમા સામાન્ય ફરજ બજાવવા તૈયાર હોવી જોઇયે છતાયે, ઉચ્ચ અને ઉદાર કાર્યો કરવા માટે આત્માની જે સુદરતા હોવી જોઇયે તેની સુદરતાથી અલકૃત જોઇએ.

## વફાદાર.

પત્નીમા જે ગુણ પ્રધાનપણે હોવો જોઇએ તે વફાદારીના વિશાળ અર્થમા વફાદારીનો છે તેના પતિનુ હૃદય તેનામા સપૂર્ણ વિશ્વાસ રાખે છે સાચા પ્રેમના મૂળમા સપૂર્ણ વિશ્વાસ હોવો જ જોઇએ અણવિશ્વાસના અશમાત્રથી પરિણિત જીવનની શાતિનો ભગ થાય છે સાચી પત્ની, પોતાના ચારિત્રથી તેમ જ વર્તનથી પોતાના પતિના પૂર્ણ વિશ્વાસને પાત્ર થાય છે. પતિને તેના પ્રેમમા વિશ્વાસ હોય છે, તેને ખાત્રી હોય છે કે તેની પત્ની તેને સતત્ પ્રેમથી ચાહ્યા છે તેને પત્નીની વ્યવસ્થાશક્તિમા અને તેની ગૃહવ્યવસ્થામા પણ સપૂર્ણ વિશ્વાસ હોય છે તે એમ જાણે છે કે પોતાની પત્ની સમજુ અને ડાહી છે તથા ઘરમા બગાડ કરે તેવી કે ઉડાઉ નથી, અને તેનુ હિત દરેક બાબતમા જાળવે તેવી છે દરેક પત્નીમા એવી આવડત હોવી જોઇએ કે તેના પતિને એમ લાગે કે મારા ઘરની અદરની સર્વ વ્યવસ્થા-તે કરી શકશે અને મારે તેમા કાઇ જ ફીકર કરવા જેવુ રહેશે નહિ. પત્નીના ઉડાઉપણાને લીધે તથા કસકસરની બીન આવડતને લીધે ઘણાયે કુટુંબોના સુખ અને શાતિ નષ્ટ થયા છે, અને પત્નીની કરકસર અને ઘરની

હોશીયારીભરી વ્યવસ્થાને લીધે ઘણાયે માણસો આગળ વધી સમૃદ્ધિવાન થયા છે

દરેક સાચી પત્ની તો પોતાના અને પતિના હિતમા કાંઈ ભેદ જોતી જ નથી પતિ પત્નીને માટે જ જીવે છે, તેની જ પ્રતિમા હૃદયમા ધારીને સારો દિવસ તેને જ માટે મહેનત કર્યા કરે છે, અને પત્ની પણ સતત એજ વિચાર કર્યા કરે છે કે પતિને સારૂ કેમ લાગશે ? જ્યારે પતિ મુશ્કેલીમા હોય છે ત્યારે તે સહાનુભૂતિ, આનન્દ અને પ્રેમથી તેનો ભાર હળવો કરી નાખે છે તેની સર્વ યોજનાઓમા તે ઉલટભર્યો ભાગ લે છે તે ભાર રૂપ થઇને પતિને તળીએ બેસાડતી નથી, પણ એ તો તેને મદદ કરનાર, ઉન્નત અને ઉત્તમ ચીજ કરવા પ્રેરનાર, તેના હૃદયનુ ખરૂ બળ છે

બધી જ પત્નીઓ કાંઇ તેમના પતિને આશીર્વાદરૂપ થતી નથી ઘણીવાર સ્ત્રીને એક નાજુક વેલ સાથે સરખાવવામા આવે છે અને પુરૂષને મજબુત ઝાડની ઉપમા આપવામા આવે છે, અને ઝાડની આસપાસ વેલી વળગી રહે તેમ સ્ત્રી પુરૂષને અવલબીને રહેની કલ્પવામા આવે છે પરન્તુ વેલી ઝાડને જુદી જુદી રીતે વળગી રહે છે કેટલીએક વેલીઓ ઝાડ ઉપર તોરણની માફક રહે છે અને ઉનાળામા પોતાના લીલા પાનથી તેને ઠડક આપે છે, તથા શીયાળામા તેના ડાળા, પોતાના સુદર રગના ફળના લુમખાથી શોભાવે છે પણ કેટલીએક બીજી વેલીઓ ઝાડ ઉપર દબાઇને વીંટાય છે, તેનો સર્વ રસ શોષી લે છે, અને તેને મુકી નાખીને પોતે વિકસે છે

સાચી સ્ત્રી તો પોતાના પ્રેમના પ્રભાવથી, પોતાના પતિના મનુષ્યત્વના સર્વ બળને ઉચ્ચ રસ્તે–પ્રભુતાને પથે વાળીને તેનુ જીવન ઉદાત્ત, મહાન, અને બળવાન બનાવે છે તેના પવિત્ર વિશ્વાસનુ પાત્ર બનીને, તેના પ્રેમને વશ થઈ જઇને, તેના સ્વભાવમા જે કાંઈ ઉત્તમ અશો રહેલા હોય છે, તેને તે બહાર આણે છે, હિમત અને ઉત્સાહની પ્રેરણા તે પોતાના પતિમા કરે છે તેનુ જીવન તે સૌન્દર્યપૂર્ણ બનાવે છે, તેના

સ્વભાવમા કાંઈ કર્કશતા હોય, કાઇ જગલીપણું હોય, તે તે ઘસી નાખે છે, તેના મનુષ્યત્વને તે સસ્કૃતિથી અને નમ્રતાથી શણગારે છે. અને તે હમેશાજ કહ્યાગરી રહે છે તથા તેની લેશપણ ઇચ્છાનો અનાદર કરતી નથી તોપણ ખરી રીતે તો તે તેની રાણી છે, તેના સકળ જીવન ઉપર તેનુજ સામ્રાજ્ય ચાલે છે, અને તે સતત્ તેને પ્રગતિને માર્ગે યોગ્યતાથી દોરે છે

પરતુ એવી પણ પત્નીઓ હોય છે કે વેલની માફક પતિને વળગી તેનો રસકસ ચૂસી લઈ, સુકવી નાખે છે તેઓ પરતત્ર, નિર્બળ, આળસુ અને નિરાધાર હોય છે તે ફક્ત પરાવલબી હોઈ લેશ પણ બળ પતિને આપતી નથી તે પતિને વળગી રહે છે, પણ ફક્ત તેનો જીવ લેવાજ તેને તેઓ જરાયે મદદ નથી કરતી તેઓ કાતો ઢોલીયામા આળોટે છે કે રસ્તામા રઝળે છે ઘેર ઘેર જઈ ગપ્પા મારે છે, અને કેવળ કાલ્પનિક દુનિયામાજ વિચરે છે તેઓ કેવળ નકામી છે, અને તેથી કોમળ હૃદયથી ચહાતા પતિને પણ બોજારૂપ બને છે પતિનુ જીવન સમળ, સુખી, પ્રફુલ્લ બનાવવાને બદલે તેઓ તેનુ બળ હરણ કરે છે, તેના કાર્યમા વિઘ્ન નાખે છે, અને તેનુ જીવન નિષ્ફળ બનાવી દે છે તેઓ જાતે પણ કગાલ જીવન જ ગાળે છે પરતત્રતાથી જો નિર્બળતા અને બિન આવડત એ બે વાના ના આવે તો જ તે સૌદર્યપૂર્ણ રહે છે સાચી પત્ની તો પતિપર આધાર રાખે છે, તેને વળગી રહે છે, પણ તે સાથે તેને તે મદદ કરે છે અને ઉત્તેજન આપે છે તેનો પતિ પોતાના સકળ જીવનમા તેના પ્યારના લીધે ઘણા જ ઉત્સાહથી વર્તન કરી શકે છે કારણ કે ઘરની શાતિમા જે પ્રેમપૂર્ણ સુખ તેને માટે રાહ જોયા કરે છે, જે હૃદય તેના ગમે તેવા કાર્યની સાથે સહાનુભૂતિના ધબકારા કર્યા કરે છે, જે શબ્દો દિવસના કાર્યને અતે આનદ અને પ્રોત્સાહનના શબ્દો કહેવા તૈયાર છે, તે સર્વને લીધે તેને પોતાની મહેનત સહેલી થતી લાગે છે, જીવનભાર હલકો

લાગે છે, અને જીવન કલહમાંથી ક્રૂરતા જતી રહેલી લાગે છે પોતા
વફાદારીને લીધી, તથા પોતાના મધુર જીવનના જ્વલંત સતત પ્રોત્સાહ
વડે, પોતાના પતિને તે પુરુષો મધ્યે કેટલા માન આબરૂ અપાવી શ
તથા તેનું જીવન સત્તારૂપ અને સફળ કેટલું બનાવી શકે તે
ખ્યાલ કોઇ પણ પત્નીને હોતો નથી એક પ્રખ્યાત લેખક તે સબ
નીચે પ્રમાણે લખે છે —

"પોતાની મધુર સુકુમાર પ્રેમાળ પત્ની, પોતાના ઘેર પાછા ફરવા
આતુર હૃદયે રાહ જુવે છે, તેને સ્વાગત કરવા તે એક પગે થઈ રહી
અને ઘેર ગયા પછી તેને ખુશ કરવાના સાધનોની તૈયારી તે કરી ર
છે, એમ જેના મનમા ખાત્રી છે, તેવા પતિને પોતાની સર્વ મહે
મધુરી લાગે છે, જો તે ફક્ત ફરીયારોજ હોય તો તેની કુવાડી
ઘા તેને મન ગમત જેવા લાગે છે, જો તે લુવાર હોય તો એરણપર
અવાજ તેને સંગીતસમ લાગે છે, જો તે ખેડુત હોય તો હળ ઉપર
રાગમય સીમોટી મારતો તે પોતાનુ કાર્ય કરે જાય છે, અને જો
કારીગર હોય તો તે પોતાનું કાર્ય ખૂબ મોજથી કરે છે પોતાની પ્રિયત
પોતાની ગૃહરાજ્ઞી છે, એ જ્ઞાનથી ચિત્રકારની પીંછીમા અવનવા દર
આવે છે જો પોતાની પ્રિયતમાની સહાનુભૂતિવાળી ટીકાથી ઉત્સાહ અ
મદદ મળવાની ખાત્રી હોય તો લેખકને શુષ્ક વિષયમા પણ આનદ
છે જો પોતાની મધુરી સ્ત્રીના આનદમય અવાજનુ પ્રોત્સાહન ઘર
મળ્યુ હોય, તો ધારાશાસ્ત્રી પણ પોતાનો મુકદ્દમો સારી રીતે તૈયાર ક
શકે છે, તે સબધી સ્પષ્ટ વિચાર કરી શકે છે, અને પોતાની દલી
અસરકારક રીતે ગોઠવી શકે છે જો વૈદ્ય પોતાના દરદીઓને જોવા જ
તે સમયે તેને ખાત્રી હોય કે તેની મધુર પ્રિયતમા તેની સફળતા મ
પ્રાર્થના કરી રહી છે, તો તેનુ વર્તન જ એવુ ખાત્રીભર્યું બની જ
છે કે માંદગીના બીછાના પાસે તે હાજરી આપે એટલે તેની અસ
જ શાતિમય બની જાય અને ધર્મગુરૂ યા કીર્તનકારના મનમા, પોતા
ઘેર પોતાની પ્રિયતમા સ્મિતભર્યા વદને સ્વાગત કરવા હમેશા તત્

છે એવા મધુરા સ્મરણો રમી ગયા હોય તો તે દુખી આત્માઓને પોતાના ઉપદેશથી વધારે શાંતિ જરૂર આપી શકશે ”

ઉત્તમ ગૃહિણીનું મુખ્ય ભૂષણ ગૃહવ્યવસ્થાની આવડત છે મારા આ કથનથી કેટલાએક યુવકો, જેઓ લગ્નજીવનના સુખમય સ્વપ્ન જોયા કરે છે, તેમને કાંઈક આઘાત લાગશે, તેઓના ભાવનાપૂર્ણ વિચારોમાં ગૃહવ્યવસ્થા કર્કશ લાગશે, પરંતુ જ્યારે ખરી જીંદગીનો અનુભવ તેમને થશે ત્યારે આ કેવળ ભાવનામય સ્વપ્ના તેમના ઉડી જશે, અને તેમને ખબર પડશે કે ઘરનું ખરૂં સુખ ગૃહિણીની ગૃહવ્યવસ્થાની આવડત જ છે “ઘર રખુ નાર” તો પતિને એક આશીર્વાદ સમાન છે

ગ્રીસનો એક તત્ત્વવેત્તા રાત્રે તારાઓ નિરખતો હતો એટલામાં ઠોકર વાગીને ગબડી પડયો ત્યારે તેના સોબતીએ કહ્યું કે, “ જેના પગ જમીન ઉપર હોય, તેણે માથું તારાઓમાં રાખવું તે ઠીક નથી ” કેટલીએક ગૃહિણીઓ આવી જ ભૂલ કરે છે તેઓ ભાવનામય આદર્શો તરફ પોતાની નજર ઠેરવે છે, પણ પોતાની નજર આગળ જે ફરજો પડેલી હોય છે, અને જેમાં ખરૂં સુખ રહેલું હોય છે, તેની અવગણના કરે છે તેમના પગ કડાકુટ ભરેલા ગૃહજીવનમાં હોય છે, તે વખતે તેઓ તેમનું માથું ઉંચે ઉંચે આકાશ તરફ રાખે છે, એટલે તેઓ જો ગબડી પડે તો કાંઈ નવાઇ જેવું નથી ગરીબ કે તવંગર, ઝુંપડામાં રહેનાર કે મહેલમાં વસનાર, દરેક જણ માટે આપણે એક નિયમ તરીકે કહી શકીયે કે જે ગૃહિણી જાતે પોતાના ઘરકામ તરફ લક્ષ રાખીને પોતાની ગૃહિણી તરીકેની ફરજો બજાવશે તે જ ગૃહિણી પોતે સુખી થશે અને આખા કુટુંબને સુખી કરશે

જ્યારે યુવકયુવતી લગ્ન કરે છે, ત્યારે ગૃહવ્યવસ્થાની વિગતોનો વિચાર કરવાની તસ્દી તેઓ લેતા નથી આવી સામાન્ય કડાકુટીયા ચીજોથી અતિ દૂર ભાવનામય સૃષ્ટિમાં જ તેમની નજર તો ઠરેલી હોય છે.

રાધવુ, સાફસુફ કરવુ, ઝાડકવુ, ધોવુ, એ બધુ તેમના કવિત્વપૂર્ણ વાત
લાપમા ઘણું કર્કશતાભર્યું લાગે છે એ વ્હાલસોયા દપતીના મન
તે વખતે વિચાર સરખોયે નથી આવતો કે રોટલી કાચી હોય કે દા
બરાબર રધાયલી ના હોય, અથવા અનાજ સડી ગયેલુ કે સારૂ,
રસોઈ વખતસર થાય કે મોડી, તેથી પોતાના સુખમા કાઇ પણ
પડશે તેમને તો આવી બાબતોનો વિચાર કરવો તે જ તેમના પ્રેમ
અણછાજતુ અને અપમાનભર્યું ભાસે છે

તેમના આવા સુખમય સ્વપ્નામા ભગ કરવો તે ક્રૂરતા લાગે છે ?
આ સ્વપ્ના લગ્ન પછી કાઇ લાબો વખત નભી શકતા નથી નવા પરણે
દપતી ઘર માડે છે એટલે થોડા સમયમા જાણી જાય છે કે રૂ
મેળવવા માટે કેવળ ભાવના શિવાય બીજી વસ્તુઓનો પણ ખપ
છે નિત્યનુ ઘરકામ શરૂ થાય છે, એટલે તેમના ગગન વિહારમાથી ની
સામાન્ય મનુષ્યો જે સામાન્ય ભૂમિ ઉપર પગ રાખે છે ત્યા, તેઓને ઉ
રવુ પડે છે, ત્યારે તેમને ખબર પડે છે કે ઘણી—કેવળ સામાન્ય વસ્તુ
ઉપર તેમને આધાર રાખવો પડે છે—તેનાથી તેઓ કેવળ પરતત્ર
સૌથી પહેલી તો તેઓને એ ખબર પડે છે કે લગ્નજીવન અને રૂ
ડાને ગાઢ સબધ છે પ્રેમના સર્વ સ્વપ્ના સાચા પડે—સર્વ ભાવના
ખરી પડે તે માટે નવા ઘરમા પ્રેમનો પાયો વ્યવહારૂ બાબતો ઉ
ચણવાનો છે જે મહેલ ઉંચે આભલા સુધી ચણવાનો છે, જે
મીનારા ગગનભેદી થવાના છે, અને જેનો ચળકાટ તડકામા આ
આજી નાખે તેવો અને સમસ્ત જગત વખાણે તેવો થવાનો છે,
મહેલના પાયા તો સામાન્ય માટીમા જ નાખવાના છે, અને સા
સખ્ત પણ પ્રમાણિક ખડકનો જ તેને ટેકો આપવાનો છે નાજ
લાગણીયો, મધુરા દાન, ઉદાત્ત ભાવનાઓવાળો મહેલ ભલે પ્રેમ બ
અને તે વાદળ જેટલે ઉચે જાય, અને આ મહેલમા લગ્નજીવન
સર્વ સુખ ભોગવતા એ આત્માઓ સુખેથી વસે, પણ આ મહેલ
પાયા તો સામાન્ય ભૂમિ ઉપર જ રહેશે, અને ભાવનાહીન પથરાને

તેને ટેકો મળશે આ પાયો તે સારી ગૃહવ્યવસ્થા છે જુવાન પ્રેમી-યોના મોહમય સ્વપ્ના કરતા સારૂં ભોજન, વખતસર વાળુ, ઘરમા ચોખ્ખાઇ, નિયમિતતા, વ્યવસ્થા, આ બધી લુખ્ખી લાગતી સામાન્ય અને વ્યવહારૂ બાબતોથી, વધારે સુખ મળે છે પ્રેમ છે ત્યા ધીરજ છે, માયા છે, નમ્રતા છે, અને પ્રેમીને સાદુ ભોજન મળે તો પણ અમૃતસમ લાગે છે, અને તદ્દન સાદી રીતે ઘર ગોઠવેલુ હોય તોપણ પ્રેમીને તે સુદર લાગે છે એક મહાપુરૂષનુ કથન પણ મને ખબર છે કે "પ્રેમથી પીરસેલી ભાજી પણ ધિક્કાર સાથે મળેલા પકવાન કરતા મધુરી લાગે છે" પરતુ નિત્ય ભાજી જ ખાવા મળતી હોય, અને તે પણ બિન આવડતથી રાધેલી અને ગમે તેમ પીરસેલી હોય, તો ગમે તેવો પ્રેમ છતાયે તેથી કટાળો આવે આ સસ્કૃતિના યુગમા પકવાન અને પ્રેમ બન્ને સાથે હોય તેવુ બની શકવુ જોઇયે પતિ કાઇ આકાશમાથી ઉતરી આવેલા કોઇ પતિત થયેલા દેવતા નથી એ તો આ લોકના સામાન્ય મનુષ્ય છે, અને તે કારણથી પોતાના સુખી ઘર કુટુબના સ્વપ્ન સાચા પાડવા માટે પોતાની સ્ત્રીને ઘરવ્યવસ્થાની આવડત સારી હશે એટલી તો આશા રાખે જ

એક લેખકનુ થોડુ લખાણુ નીચે ઉતારી લીધુ છે તે વિચારવા લાયક છે "પ્રેમના ઉત્સાહમા એમ લાગે ખરૂ કે સુવ્યવસ્થિત અને હોશીયારીથી ચલાવાતુ ઘર, તે ગમે તેટલુ સપૂર્ણ હોય તોપણુ કેવળ બહારના શરીર રૂપ છે, અને અદરના સજીવ ગૃહરૂપી આત્માથી ઉત્સાહિત હોય નહિ તો સર્વ નકામુ છે, પણ એટલુ ભૂલવુ જોઇયે નહિ કે ગૃહના જીવત આત્માની ઉષ્મા જાળવવા માટે બહારનુ શરીર સુ-યોગ્ય જોઇયે, અને ચિંતાઓથી, અથવા ગુસ્સાના વાવાઝોડાથી, તે જ્યોત બુઝાઈ જાય નહિ તેની પુરેપુરી સભાળ રાખવી જોઇયે જે ઘરમા હલકી ભૂમિકાની ગણાતી ચીજો, ખાનપાન આદિ, વ્યવસ્થા પૂર્વક અને ઉત્તમ હોય, ત્યા જ પ્રેમી હૃદયો એક બીજા સાથે વધુ ને વધુ ભેળાય છે, અને તેમની સુદરતામા વૃદ્ધિ થઈ તેમાથી સુદર ગૃહ-

કુટુમ્બ ઉભુ થાય છે જ્યા નીરોગી સ્ત્રીઓ ડહાપણભરી ઉત્તમ ગૃહવ્ય-વસ્થા સાધે છે, જ્યા તેઓ નાની સગવડોનો પણ પૂરો વિચાર કરે છે, ત્યા જ તેમના ચારિત્ર્યના સુદર અશ પ્રકાશે છે, અને તેની પ્રકાશવતી છાયા નીચે તેમજ પ્રેમભર્યા પ્રભાવ નાચે, આખુ કુટુબ આનદથી વિકસે છે, અને પતિનો આત્મા તે જોઇ પ્રસન્ન થાય છે, તથા જે પ્રેમ તેના હૃદયમા વાવેલો હતો તેના મૂળ ઉડા ઉડા ઉતરે છે, અને કેવળ માનસિક કલ્પનાઓ અને હવાઇ તર્કોના તડ ભેદીને સન્માન અને પ્રતિષ્ઠાથી તે મૂળને ટેકો મળે છે, અને આવો ટેકો હોવાથી તે પ્રેમ સદા કાળને માટે તાજો અને લીલો જ રહે છે"

એવા પણ દાખલા બનેલા છે કે વ્યવસ્થામા ભેદ કારી તથા બિનઆવડતને લીધે જ ગાઢ પ્રેમથી અકિત દપતીઓમા તૂટ પડી ગયેલી હોય છે આવી તૂટની શરૂઆત ઘણુખરુ ભોજન સમયે શરૂ થાય છે, કે જ્યા કવેળાની રસોઈ હોય અને તે પણ જેમ તેમ રાધી હોય અને ઢગ વગર પીરસી હોય પ્રેમની ભાવના અનેઉદ્ગારોને હાકી કાઢવા માટે બેસ્વાદ રસોઈ બસ છે પ્રેમથી જે પત્નીને પ્રતિમાસમ પૂજ-વામા આવે છે, તે પત્ની જો ઘર ચલાવવા માટે નાલાયક નિવડે તો પૂજાભાવ જલદી નાશ પામી જાય છે. જે પત્ની પ્રેમના સ્વપ્ના ખરા પાડવા માગતી હોય, અને લગ્નના પહેલા દિવસ જેટલુજ સુખ રોજ તે જોવા માગતી હોય, તેણે ગૃહવ્યવસ્થાનુ જ્ઞાન બરોબર મેળવવુ અને તે તરફ સતત લક્ષ રાખવુ

સેટપોલ એક પત્રમા સલાહ આપે છે કે જુવાન પત્નીઓએ તો ઘરમાજ કામ કરવુ. એનો અર્થ એમ થાય છે કે તેમનું મુખ્ય કાર્યક્ષેત્ર તે ગૃહ છે. પરતુ તે સાથે હાલમા પરોપકારની જે સસ્થાઓ સ્ત્રીઓ સફળતાથી ચલાવે છે, તેમા સ્ત્રીત્વની ઘણી પ્રતિષ્ઠા રહેલી છે સ્ત્રીમા સહાનુભૂતિ, નમ્રતા અને પ્રોત્સાહનના ગુણ સ્વભાવથીજ રહેલા છે, અને તેને લીધે મનુષ્યના દુખ દિલગીરી અને ચિતા હરવાના કાર્યમા તે દેવદૂતસમ છે. એક કવિ લખે છે કે—

" પૃથ્વી ઉપર સ્ત્રીનુ ધર્મકાર્ય શુ છે ? સ્વર્ગની દયાને નીચે ઉતારી લાવવી એ તેનુ કાર્ય છે પાપના સાપનુ માથુ મચડી નાખી, પૃથ્વી ઉપર વરસી રહેલા શાપ અને પાપમાથી સર્વને શાતિ પમાડનાર આશીર્વાદ આણવાનું કામ તેનુ છે, માદી પૃથ્વી જે તેને આધારે છે, તેને શાતિ, દિલાસો અને મદદ આપવાને તેની સુશ્રૂષા કરવાને તેણે જન્મ લીધો છે. "

પ્રભુએ સ્ત્રીને સુશ્રુષા માટે પોતાના દૂત તરિકે નિર્મેલી છે જેને સહાનુભૂતિ અને મદદની જરૂર હોય તેની સેવા કરવી તે તેનું ઉત્તમોત્તમ કાર્ય છે. ઘણીયે સ્ત્રીઓને નિરાધાર, અશક્ત, નિર્ધન અને માદાઓની સેવા કરવાને ફાજલ સમય હોય છે. ભાગ્યેજ કોઈ સ્ત્રી એટલી બધી કામાર્થું હશે કે જેને આ દયાના કાર્યો માટે સહેજ પણ સમય મળી શકે નહિ

પરતુ દરેક સ્ત્રીની પ્રથમ ફરજ તો પોતાનુ ઘર સભાળવાની જ છે તેનુ પ્રથમ અને ઉત્તમ કાર્ય ત્યાજ થવુ જોઇએ જ્યા સુધી તે બરોબર થાય નહિ ત્યા સુધી બહારનુ કામ ઉપાડવાનો અધિકાર નથી. પ્રથમ તો તે " ગૃહસેવિકા " બનવી જોઇએ બહારનુ કાઇજ કાર્ય તે ઉપાડી શકે નહિ તો પણ ઘરના સર્વ કાર્ય માટે તે જોખમદાર છે, એટલુ સ્વીકારીને ઘરને પ્રભુની ખાતર પ્રભુના ધામસમ સુદર અને સપૂર્ણ બનાવવાની તેની ફરજ છે જ્યાસુધી તેણે આ કર્યું નથી ત્યાસુધી જુદી જુદી પરોપકારી સસ્થાઓની સભાઓમા જવાનો કે ત્યા કારભાર કરવાનો તેને કાઇ જ અધિકાર નથી એવી પણ સ્ત્રીઓ છે, કે બહાર પરોપકારનુ-પ્રભુનુ કાર્ય કરવાની હોશમા, તેમણે ઘરની અદર પ્રભુના કાર્યની અવગણના કરી છે. તેમનુ ધ્યાન દૂર દૂર દયાના કાર્યો તરફ દોરાયુ પણ મો આગળ પડેલા પ્રેમના કાર્ય તરફ તેમની નજર ના પડી પરિણામ એ જ થાય, કે જ્યારે તેઓ શહેરની સસ્થાઓમા-શેરીઓમા-દેવદૂત સમ કામ કરતી હોય, ત્યારે તેમના ઘરની પવિત્ર

દિવાલોમા, પડી રહેલા કાર્યો માટે તથા અસ્વીકારાયલી ફરજો માટે ખુદ દેવદૂતો શોક કરે જ્યારે તેઓ નિગાધારના, ગરીબોના કે દુ ખીયાના હૃદયમા સ્થાન મેળવે ત્યારે તેમના કુટુમના–પતિના–હૃદયમા મેળવેલા સ્થાનથી ભ્રષ્ટ થાય, માટે એટલું ખાસ ધ્યાનમા રાખવુ જોઇયે કે ઘરનુ અને કુટુબનુ જે કાર્ય છે તે પ્રભુએ પત્ની માટે પ્રથમ નિર્માણ કરેલુ છે, અને તેની અવગણનાનો બદલો ગમે તેટલા ઉપયોગી સામાજિક અને પારમાર્થિક કાર્યથી પણ વળી રહેતો નથી જ

## મોટુ મન.

સારી પત્ની હમેશા ઉદાર અને હેતાળ હોય છે એકલપેટી અને કજુસ નથી હોતી. કરકસરની ધૂનમા તથા પોતાના ભડારમા ઉમેરો કરવાની લાલચથી, આજુબાજુના માણસોની તગી અને જરૂરીયાતોને તેણે વિસરવી જોઈએ નહિ તેણે પોતાના ગૃહકાર્ય માટે સભાળભરી ચિતા કરીને તે માટે સતત ઉદ્યમ કરવો જોઈયે ખરો, પણ તે સાથે આસપાસની પરિસ્થિતિ, દુ ખ અને કગાલિયત સામે પોતાના હૃદયના દ્વાર બધ કરી દેવા જોઈયે નહિ નમ્રતા અને સ્વાર્થત્યાગ વિનાના સ્ત્રીત્વની હું તો કલ્પના પણ કરી શકતો નથી જે સ્ત્રીનું હૃદય આસપાસનુ દુ ખ જોઈ પીગળી જતું નથી, જે બાઈ પોતાની શક્તિ પ્રમાણે તે દુ ખનુ નિવારણ કરતી નથી, તેનામા સ્ત્રીત્વને પ્રભાવશાળી બનાવનાર મુખ્ય બાબતની ખામી છે, એમ કહી શકાય

દયાની દેવી તરીકે સ્રીનુ વર્ણન કરવાનુ આ સ્થાન નથી–જો તેમ હોત તો સ્વાર્થત્યાગના ઉન્નત ઉદાહરણો આપીને પાનાના પાના ભરી શકાત અહિ તો હુ પત્ની તરીકે સ્રીની ફરજોનુ બ્યાન કરૂ છુ અને તેથી ધરને આગણે, પોતાનાજ દ્વાર આગળ જે દયાના અને ઉદારતાના કાર્ય તે કરી શકે, તે સબધી જ બોલવુ વ્યાજબી છે પણ આ મર્યાદિત ક્ષેત્રમા પણ તે ઘણા ઘણા કાર્ય કરી શકે તેમ છે

હૃદયની ઉદારતા, અને હાથનુ છૂટાપણુ, પ્રથમ તો તેણે પોતાના ઘરમાજ બતાવવાનુ છે. પત્ની અને માતા તરીકે તે નમ્રતાથી પોતાનુ પવિત્ર ધર્મકાર્ય બજાવી શકે છે દુખને સમયે તેનો હાથ આસુ લુછે છે મદવાડમા તે-ઉત્તમ પરિચારિકાનુ કાર્ય કરે છે પતિની સર્વ ચિતાઓનો ભાર તે વહન કરી લે છે આખો દિવસ તેનો ભલે ગમે તેવો ચિતાભર્યો પસાર થયો હોય, પણ જ્યારે તે પોતાના ઘરમા પ્રવેશ કરે ત્યારે તેને પ્રેમની સુવાસજ ચોતરફ લાગે બીજા મિત્રો ભલે તેને તજી દે, પણ તેની પત્ની તેને એક વફાદારીથી વળગી રહે છે જ્યારે આફત આવે છે અને દુખ પડે છે, ત્યારે પત્નીની વફાદાર આખો બે આશાના તારલાની માફક તેની તરફ તે અધકારના સમયમા પણ પ્રકાશે છે, જ્યારે તેનુ હૃદય કચરાઈ જાય છે, ત્યારે જેમ પવનથી પટકાઈ ગયલા ફુલ તડકાથી પાછા પ્રફુલ્લ બને છે, તેમ તેના સ્મિતના પ્રભાવવડે તે ફરી પ્રફુલ્લ થઈ જાય છે ડી ટોકવેવીલ નામે એક મહાપુરૂષ પોતાની પત્ની બાબત લખે છે કે, "આફતના સમયમા તે શુ કાર્ય કરે છે, તેની તમને તો કલ્પના પણ ના આવે સામાન્ય રીતે તે વણી નરમ છે, પણ તેવે સમયે તે ચચળ અને મજબૂત બની જાય છે મને તો ખબર પણ ના પડે તેવી રીતે તે મારી તપાસ-સભાળ-રાખે છે, મુશ્કેલીઓ મને નાહિમત કરે છે, તે સમયે તે મને શાત પાડીને નવુ બળ આપે છે" આ ગુણગાન કાઇ જેવા તેવા નથી, પણ હજારો પતિ આ મુજબ કહી શકશે સાદી અને મહેનતુ પત્ની જે હમેશા પોતાની બાજુમા હોય છે, તેના દેવતાઈ ગુણની પરીક્ષા આફત સમયેજ થાય છે અધકારમાજ તેના પ્રકાશની ખબર પડે છે માતા તરીકે, બહેન તરીકે, અને પત્ની તરીકે દૈવીકાર્યો કર્યાના દાખલા આપણા શાસ્ત્રોમા પણ ક્યા નથી ? કુતાજીએ પાડવોને કેવી અવસ્થામા ઉછેર્યા હતા ? કૃષ્ણને છરી વાગી ત્યારે પોતાના મૂલ્યવાન પટકુળનો છેડો ફાડી દ્રૌપદીએ કેવી સુશ્રુષા કરી હતી ? દશરથ રાજા યુદ્ધમા

લડતા હતા અને રણભૂમિમા તેમના રથનુ ચક્ર નિકળી જતું હતું તે સમયે કૈકેયીએ પોતાના હાથથી તીવ્ર વેદના ખમીને તે કેવુ અટકાવ્યુ હતું ? આફતને સમયેજ સ્ત્રી દેવદૂતનુ કાર્ય કરે છે

"જ્યારે મહાન આફતની છાયામા આત્મા મૂંગો બની જાય છે,"
"ત્યારેજ પ્રભૂના દૂત, ચુપકીથી પોતાનુ કાર્ય કરી જાય છે."

આ પ્રમાણે, મનુષ્યજીવનના ઘોર અંધકારમય દિવસોમા—જ્યારે તે બોજા નીચે દબાઈ ગયો હોય, જ્યારે તેનો આત્મા ચિંતાના ભાર નીચે કચરાઇ ગયો હોય, જ્યારે વિપત્તિઓથી તે હતાશ થઈ ગયો હોય, અને જ્યારે તેના મનુષ્યત્વને હંફાવતી કટાકટી વચ્ચે તે હોય, ત્યારેજ સાચી સ્ત્રીનો સબળ પ્રેમ તેની આખો સામે પ્રકાશે છે, ત્યારેજ તેને ખબર પડે છે કે સાચી સ્ત્રી તો પ્રભુએ મોકલેલી દયાની દેવી છે

"ઓ સ્ત્રી ! અમારા સુખના સમયમા તુ અનિશ્ચિત,
"રીસાળ, અને મહામુશ્કેલીથી પ્રસન્ન કરાય તેવી,
"તથા પડછાયા માફક બદલાઈ જાય તેવી છુ,
"પણ જ્યારે દુઃખ અને ચિંતા આવે છે,
"ત્યારે તો તું ખરેખર સુખદાયી દેવદૂતી છુ"

મંદવાડને સમયે, પ્રેમાળ પત્ની, કેવી વિચારવંત, હોશીયારી ભરી, મૃદુતાભરી સુશ્રૂષા કરે છે ! જ્યારે લાલચ કે ગરીબાઈ સામે બાથ ભીડવાની આવે છે ત્યારે તે કેટલું બધુ મનોબળ આપે છે ! આફત અને દુર્ભાગ્યને સમયે તે કેટલી બધી હિંમત બતાવે છે ! અને તેની હિંમત જોઈને તેના ધણીને પણ કેટલી બધી હિંમત આવે છે ! અણધારેલા નુકશાનથી દબાઇ જવાને બદલે તે ઉલટી પોતાના આત્માનુ પૂર્ણ ઉન્નતપણુ બતાવી આપે છે તે રડતી નથી, દુઃખ સંભાર્યા કરતી નથી, નિસાસા મુક્યા કરતી નથી, અને તેમ કરીને

પોતાના દુઃખને અનેક ગણુ વધારી મૂકતી નથી, પણ બદલાયલી સ્થિતિને અનુકૂળ થઈ જઈને તેના પતિને બળ તથા આશા આપે છે મોજશોખ તે મૂકી દે છે, અને સાદુ જીવન અને કરકસરવાળી રીતભાતો વગર બબડાટે ગ્રહણ કરે છે આવા સંજોગોમાજ સ્ત્રીના આત્મામા રહેલી બહાદૂરી જણાઈ આવે છે. સુપત્નીના સ્વાર્થત્યાગથી, તથા તેની સબળ સહાનુભૂતિ અને પ્રેરણાથી તથા તેની મદદથી ઘણાયે પુરૂષો આફત કાળમા ટકી ગયા છે અને ફરી પાછા સમૃદ્ધિવાન થયા છે પત્ની તેવે સમયે જો યોગ્ય મદદ કરી શકે તેવી નથી નિવડતી તો ઘણાયે પુરૂષો આફત સમયે પડી જાય છે અને ફરી તાજા થઇ શકતા નથી

પણ પત્નીનુ દયાદાન તેના ઘરની બહાર પણ પ્રસરવુ જોઇયે દરેક સુકુટુબ જે સ્થળે વસતું હોય તે સ્થળે આશીર્વાદરૂપ થઈ જવુ જોઇયે ત્યાથી પ્રકાશ પડે છે, ત્યાથી સંગીતના મધુરરવ સર્વત્ર પથરાય છે અને ત્યાનો ઉત્સાહ સર્વને ઉત્સાહિત કરે છે પાડોશીયો સહેજમા પારખી જાય છે કે તે કુટુંબ સત્કારી છે કે એકલસુરૂં છે, અને મળતાવડુ છે કે નહિ. કેટલાએક કુટુંબો બહારનાની બિલકુલ દરકાર કરતા નથી, અને કેટલાએક તો પોતાની મધુરતા અને સુવાસ સતત બહાર રેડયા જ કરે છે ખરૂ ધર્મમય કુટુંબ તો દૂર દૂર સુધી સર્વને આશીર્વાદરૂપ થઈ પડે છે તે કુટુબ હમેશા એવા કાંઇ ને કાંઈ સુકૃત્યો કરે છે કે તેથી પોતાને લાભ થાય તે સાથે બહારનાને પણ લાભ થાય. બાઇબિલમા કહ્યું છે તેમ તેઓ પોતાના દીવા બારીઓમા મૂકે છે, એટલે તેનુ અજવાળું ઘરમા પડે છે તે સાથે બહાર રસ્તા ઉપર પણ પડે છે, અને તેથી રસ્તે જતા આવતા મુસાફરોને પ્રકાશ મળે છે, તથા મોડા થઇ ગયેલા મનુષ્યનુ હૃદય તેને લીધે પ્રફુલ્લિત બને છે. એવા સુકુટુબના ઘરના બારણા સદાયે થાકેલાને આશ્રય આપવા, દુઃખીયાને દિલાસો આપવા, અને ખપ હોય તેને મદદ કરવા, ખુલ્લાજ રહે છે નિર્જન રસ્તા ઉપર જેમ " વિસામા " હોય છે, તેમ આવુ

ઘર સર્વને વિસામો આપે છે જે કોઈ દુ ખમા હોય તેને ત્યા જવાનુ મન થાય છે, અને ત્યા જતા તેને મદદ અને સહાનુભૂતિ મળે છે ત્યા બાળકો પ્રેમથી જાય છે, કારણ કે તેમનો સત્કાર તે સ્થળે સુદર રીતે થાય છે

પણ ઘરને આવુ બનાવનાર સુપત્ની જ હોઈ શકે તેનો જ આવો ઉત્સાહ ઘરમા પ્રસરી જાય અને ત્યાથી પ્રકાશ કે સુવાસની માફક બહાર ઉભરાઈ જાય આવી ગૃહિણી સર્વના દિલ જીતી લે છે એને બધા દેવદૂત સમ લેખે છે, તેનો હાથ પહોચે ત્યા સુધી તે બધાને આશીર્વાદો વહે ચે છે પાડોશીયોને કાઇક ને કાઇક ઉપકારના ભાર નીચે તેણે મૂકેલા હોય છે જ્યારે પાડોશમા મદવાડ હોય છે ત્યારે તેના ઘરમાથી સહાનુભૂતિ અને મદદ કોઇ પણ પ્રકારે તે દુ ખી ઘરમા જઈ પહોચે છે પાડોશના મોટેરાને આની ગૃહિણી માનસહિત બોલાવે છે અને તેમને ધીરજથી સાભળે છે નાનાઓને તે મદદ કરે છે અને પ્રોત્સાહન આપે છે ગરીબને માટે તો જાણે તે પ્રભુનો જ હાથ છે દુ ખીયાને તે બળ આપે છે દિલગીરીમા હોય તેને તે દિલાસો આપે છે પાડોશમા કાઈ દુ ખ કે મુશ્કેલી આવ્યા જોઇયે, એટલે તરત જ આ સન્નારીના મુખના દર્શન ત્યા થવાના જ, અને તે સાથે તેનાથી બનતી મદદ પણ તે કરવાની જ

હુ અત્રે મી આર્નોટના લખાણમાથી ઉતારો કરૂ છુ " કોઇક વાર અવિચારી ખુશામતમા સ્ત્રીને દેવદૂત કહેવામા આવે છે, પણ ખરેખર તે પૃથ્વી ઉપર પ્રભુએ મોકલેલી, માણસ જાતની દિલગીરી દૂર કરનારી દેવી જ છે દૂરના રણની મુસાફરીયેથી આવેલો એકલવાયો મુસાફર, યુદ્ધમા ઘવાઈને આવેલો લોહી વહેતો યોદ્ધો, દેશ દેશના જુદી જુદી ઉમરના દુ ખીયા, આ સર્વ સહજ ઇશ્વર નિર્મિત સ્ત્રીની મદદની અપેક્ષા જ રાખે છે દુ ખીના હૃદયના ઉડાણમા, તેવે જરૂરીયાતને સમયે, એવી ઇચ્છા ઉદ્ભવે છે કે, મારા ઘાને કોઈ સ્ત્રીના કોમળ હસ્તથી પાટો બધાય,

કોઈ સ્ત્રી મારૂ માથું દાબે તથા કોઈ સ્ત્રી પોતાના મૃદુ ઓઠથી મારી સાથે સુકોમળ વાર્તાલાપ કરે તો સારૂ ઈડનના સ્વર્ગીય બગીચામા પણ સ્ત્રીની જરૂર પડી હતી, તો આ કટકથી ભરેલા સસારમા તો તેની જરૂર કેટલી બધી હોવી જોઈયે ? તેની શરીર અવસ્થા સામાન્ય રીતે નબળી હોય છે, પણ નિર્બળતામા જ તેનુ ખરૂ બળ સમાયલુ છે જો પુરૂષને માટે **જ્ઞાન** એ સત્તા છે, તો સ્ત્રીની બાબતમા **મૃદુતા** તે સત્તા છે"

આ શબ્દો દરેક ગૃહિણીયે મનન કરવા યોગ્ય છે દરેક ઘર "વિસામા" જેવુ હોવુ જોઈયે જ્યા નિરાશ, ભગ્નાશ, દુખી, પાપી અને થાકેલા, સહાનુભૂતિ, સહાય, અને પવિત્ર પ્રેમના પ્રસાદ પામવાની ખાત્રીથી ગમે તે સમયે જઈ શકે

હગેરીની રાણી ઈલીઝાબેથ સબધી એ નાની વાતોથી આ બાબત બ્રોબર સમજી શકાશે, અને આવી સેવાથી કેવુ ફળ મળે છે તે પણ જાણી શકાશે ગરીબ અને માદા તરફ તે અગાધ માયા રાખતી હતી. એકવાર તે એક પતવાળા બાળકને પોતાના મહેલમા લઈ આવી અને તેને સુવાડવા બીજુ કાઇ સ્થળ ના હોવાથી તેને પોતાનાજ પલગમા સુવાડયુ તેના પતિએ આ વાત સાભળી, અને કાંઈક ગુસ્સા સાથે તે ત્યા આગળ દોડી આવ્યો અને તે બાળક કેવુ ગદુ છે તે જોવા તેણે તેનુ ઓઢવાનુ ઉપાડયુ તેણે શુ જોયુ ? તેણે તે પતિયા બાળકને બદલે ઈશુ ખ્રિસ્તનુ બાળસ્વરૂપ જોયુ અને તે ગભરાઇને પણ આનદ પામીને ત્યાથી ચાલ્યો ગયો ઈશુખ્રિસ્તે પણ એમજ કહેલુ છે કે "નિરાધાર અને હલકામા હલકા માણસની તું જે સેવા કરે છે, તે મારી જ સેવા કરે છે" શેઠ શગાળશાએ પણ પતિયા સાધુની સેવા કરી હતી, તે પ્રભુનીજ સેવા થઇ હતી, અને તેની સેવા અર્થે પુત્ર કેલૈયાનો જીવ આપ્યો હતો તે પણ તેને પાછો મળ્યો હતો આ રીતે દુખીયાની, હતાશની, ફસાયલાની અને માદાની જે સેવા કરવામા આવે તે સાક્ષાત્ પ્રભુની જ સેવા થાય છે, એમ જાણવુ જોઇયે, અને સુગૃહિણીયોએ ઘેરઘેર "સેવાસદન" બનાવવા જોઇયે

કોઈ ગૃહિણી, થાકી ગયેલી, ઘરકામના અતિશય બોજામાં દબાયલી હોઈ એમ કહેશે કે, બહારનાને મદદ કરવા મને તો જરાયે નવરાશ નથી, કે તેટલું બળ પણ નથી, પરંતુ આવા પરોપકારના કામ પ્રેમ અને ઉત્સાહથી કરવા માંડયા પછી, તે કરવામાં બળ પણ નથી જોઈતું અને તેમાં ઘણો સમય પણ નથી જતો, તે અજાયબી ભરેલી ખબર પડે છે. હંગરીની રાણી ઇલીઝાબેથ સંબંધી એક કથા ચાલે છે એકવાર ગરીબોને વહેંચવા માટે રોટલાનું મોટું પોટલું જાતે ઉપાડીને તે જતી હતી. એટલામાં તેના પતિ મળ્યા, અને આટલું મોટું પોટલું શેનું છે તે જોવા મન કર્યું તેમણે પોટલું ઉઘાડીને જોયું તો અંદર સુંદર પુષ્પો જ દેખાયા, તે ભલી બાઇને મન, તેના પ્રભુપ્રેમને લીધે, આ રોટલા પુષ્પસમ હલકા તેમજ સુવાસિત હતા, કારણ કે તે રોટલા પ્રભુના ગરીબોને વહેંચવાના હતા તેજ પ્રમાણે પ્રભુને માટે તથા તેની દુખી પ્રજાને માટે હતા પૂર્ણ પ્રેમથી જે જે કાર્યો આપણે કરીયે છીએ તે કાર્યો ઘણા આનંદ આપનારા તથા સહેલા થઈ જાય છે જે ગૃહિણી પરોપકારી સત્કાર્યો કરવા માટેજ જીવન ગાળે છે તેના ઘર ઉપર ઇશ્વિરના આશીર્વાદ ઉતરે છે

## પતિ પ્રત્યે પત્નીના અંગત ધર્મ.

અત્યાર સુધી પત્નીના પતિ સાથેના અંગત સંબંધ બાબત તથા તેમાથી ઉદ્‌ભવતા તેના ધર્મ બાબત ભાગ્યેજ કાંઇ કહેવામાં આવ્યું છે. આ સંબંધ અગણિત છે, તેમ અતિ પવિત્ર અને નાજુક છે, એટલે તે સંબંધી કાંઇ પણ બોલવું કે લખવું તે ઠીક લાગતું નથી તેમાના થોડા અતિ જરૂરી સ્ત્રીએ બજાવવાના ધર્મ સંબંધી કેવળ ઇશારો માત્ર જ કરી શકાય

સાચી સ્ત્રી પોતાના પતિ પ્રત્યે પૂર્ણ વિશ્વાસ રાખે છે. તે કોઇ પણ વાત તેનાથી ખાનગી રાખતી નથી પતિને અમુક વાત નહિ કહું તેવું વચન તે કોઇને આપતી નથી કોઇ માણસ તેની પ્રશંસા,

એવા શબ્દોમા કરે કે તે પોતાના પતિ આગળ બોલી શકે નહિ, તો તેવા માણુસને તે સાંભળી રહેતી નથી પોતાની સર્વ લાગણીઓ, ઇચ્છાઓ, આશાઓ, દુ ખ, સુખ, સર્વે તે પોતાના પતિને કહે છે આ રીતે પતિ આગળ તે સંપૂર્ણ વિશ્વાસથી પોતાનુ હૃદય ખુલ્લુ કરે છે પણ પોતાના ઘરના આતરિક પવિત્ર જીવન સબધી એક અક્ષર પણ બહાર બોલતી નથી ગૃહસસારમા ભલે નાના નાના કલહ થાય કે કાઇક દુ ખ પણ હોય ! ભલે તેના પતિમા કાઇક દોષ હોય અને તેથી તેને દુ ખ પણ થતુ હોય ! ભલે તેનો પતિ કોઇ કોઈ ફરજોમા ચૂકતો હોય ! ભલે ઘરની શાતિનો ભગ થઇ જાય તેવા મતભેદ પણ પડે ! પણ ગમે તેટલી લાલચ થાય તોયે આ આતરિક દુ ખની વાત કોઈ પણ સહાનુભૂતિ ધરાવતા મિત્ર સુદ્ધાને પણ ભૂલેચૂકે કરવી વાજબી નથી આમ વાત બહાર કરવી તે તેના પોતાના જ હિતને નુકશાન કરતા છે, તથા તેમ કરવાથી ફરીયાદો દૂર થવાનો અને ઘરની શાતિ પુન પ્રાપ્ત કરવાનો સભવ સમૂળગો જતો રહે છે જે દુ.ખની ફરીયાદો બહાર જાય છે તે અણરૂઝાયલા ઘાની માફક હમેશા દરદ કર્યા જ કરે છે ડાહી પત્ની પોતાની આ ખાનગી બાબતો ફક્ત એક પ્રભુનેજ કહે છે, અને ધીરજવત પ્રેમથી કલહ અને મતભેદના કારણોને દૂર કરવા હમેશા મથ્યા કરે છે

સામાન્ય મનુષ્યો કરતા પ્રેમ, પત્નીમા વિશેષતાઓ જોઈ શકે છે. તેની ખામીયો ઉપર પ્રેમ પડદો નાખે છે તેના સાદા ચહેરામા તે સ્વરૂપ જોઇ શકે છે પરિણિત જીવનનો મોટામા મોટો પ્રશ્ન, પત્નીયે આ પ્રેમ સાચવવાનો છે, પોતે મધ્યમ વયની થાય, આધેર ઉંમરની થાય, મો ઉપરથી જુવાનીની ઝમક જતી રહે, અવાજમાથી સગીત જતુ રહે, તોપણ તેના પતિને મન કાઇ ફેર માલુમ પડે નહિ, તેના પતિને મન તો અસલની માફક તે સૌન્દર્યવતી જ લાગે, તેવો પ્રેમ તેણે જાળવવાનો છે. આ વાત કાઇ અશક્ય નથી, દરેક સુદર ગૃહમા તે મુજબ થાય છે જ. પરતુ આ સૌદર્ય કાઇ દરજીના ભાતંભાતના

કપડાથી, કે વાળના-તેલના ઠઠારાથી આવી શકતુ નથી, એ તો કલા પ્રેમની છે, તેમજ તે આણી શકે છે લગ્નને દિવસે જે સ્થાન પત્ની વિશે પતિના હૃદયમા હતુ, તે સ્થાન જો તે હમેશા જાળવી શકે તો તે સદાય સ્વરૂપવતી જ લાગશે તેણે વાતચીતમા, પોતાના વાક્યોમા, પોતાની સમસ્ત રીતભાતમા ઘણીજ સાવચેતી રાખવી જોઇયે, અને લગ્ન પહેલા પતિ પ્રત્યે જેવી વર્તણુક તે ચલાવતી હતી તેવીજ માનભરી વર્તણુક તેણે સદાયે રાખવી જોઇયે પોતાના જીવનમા જે કાંઈ ઉન્નત, આકર્ષક, કે હૃદયગમ હોય તે સર્વનો તેણે વિકાસ કરવો જોઇયે તેણે પોતાના લૂગડા સભાળથી પહેરવા જોઇયે હમેશા પોતાને શોભતા તથા સ્વચ્છ કપડા જ ધારણ કરવા પુસ્તક પડિતોની વાતો ઠીક છે, પણ ગમે તેમ અને ગદા કપડા પહેરનાર પત્ની પોતાના પતિનો પ્રેમ સદાયે સાચવી શકે નહિ વળી આતરિક જીવન તરફ પણ નજર રાખવી જોઇયે પતિ સાથે બુદ્ધિનો સહચાર કરવા જેટલી પોતાની બુદ્ધિની ખીલવણી તેણે કરવી જોઇયે વળી આ-ધ્યાત્મિક સૌદર્યથી તેણે સજ્જ થવુ જોઇયે જેમ જેમ વર્ષો વિતતા જાય તેમ તેમ તેનો પતિ તેનામા કાઇને કાંઈ નવીનતા નિરખે તેવા પ્રયત્ન તેણે કરવા જોઇયે જીવનકલહમા, રોજની જજાળમા ઉમર વધવા સાથે, શારીરિક સૌન્દર્ય વધે અને ક્ષીણ થતા શરીરના રૂપનુ સ્થાન લે તેવી તજવીજ કરવી જોઇએ એમ કહેવામા આવે છે કે " જેમ કેટલાએક પુષ્પો પોતાનો મધુર સુવાસ સર્વ કોઇને નથી આપતા, પણ જે તેમને પ્રેમથી ચુટે છે તેમને જ આપે છે તે જ પ્રમાણે પત્નીમા પણ કાઇક એવી ખાસ આકર્ષકતા, એવો કોઈ ખાસ ગુણ, હોવો જોઇયે કે જેનુ નિરીક્ષણ, જેનો ઉપભોગ, કેવળ તેનો પતિ જ કરી શકે પત્નીએ પૃથ્વી ઉપરના બીજા કોઈ પણ મનુષ્ય કરતા, પોતાના પતિને જ વધારે રીઝવવાનો યત્ન કરવો જોઇએ પતિના મુખના અભિનદનનુ મૂલ્ય તેણે બીજા કોઈના પણ અભિનદન કરતા વિશેષ લેખવુ જોઇએ, અને તેથી તેણે પોતાની સર્વોત્તમ

આકર્ષકતા કેવળ પોતાના પતિ માટે જ રાખવી જોઇએ તેણે હમેશા કાઇક નવીન કમનીયતાથી પતિને સાનદાશ્ચર્ય કરવાની તજવીજ કરવી જોઇયે, તેણે પતિને આનદ અને મોજ આપવા માટે નવી નવી યુક્તિઓ કરવી જોઇયે પોતાના ઘરમા બીજુ કોઈ હાજર ન હોય ત્યારે કેટલીએક સ્ત્રીઓ પોતાના પહેરવેશની તેમજ ચોખ્ખાઈની દરકાર રાખતી નથી, તેમ ન કરતા દરેક પત્નીએ પતિ સમક્ષ તો પોતાનુ સર્વોત્તમ સ્વરૂપ ધારણ કરવુ જોઇયે મહેમાનો હોય ત્યારે આનદિત અને સૌદર્યપૂર્ણ દેખાવાનો યત્ન કરીને, તેઓ જાય ત્યારે થાકથી મો ચઢાવીને સૂનમૂન બેસી રહેવાને બદલે જ્યારે ઘેર એકાતમા પતિ પત્ની એકલા હોય, ત્યારે આનદિત અને સૌદર્યપૂર્ણ રહેવાની સભાળ પત્નીએ રાખવી જોઇયે પતિ અને પત્ની બન્નેયે પોતાના સર્વોત્તમ અશો એક બાજા સમક્ષ આણવા જ જોઇયે

વળી દરેક પત્ની પોતાના પતિ ઉપર કેટલી લાગવગ ધરાવે છે તેનો ખ્યાલ, તથા તેનુ ચારિત્ર્ય વડવાની તેમની શક્તિ કેટલી હોય છે તેનો ખ્યાલ, તેને હોતો નથી તેનુ ચારિત્ર્ય, તેનુ ભવિષ્ય, તેનો દરજ્જો, અને તેનુ આખુ જીવન તે ઘણુ ખરૂ ઘડી શકે તેમ હોય છે પતિ ઉપર પત્નીની જે સત્તા–સામ્રાજ્ય છે, તે પણ ઘણી જ સબળ અને રોકી ન શકાય તેવી છે જો તે પોતાની સત્તા સાચવી રાખે, જો તેના જીવનની રાણીનુ પદ ખુવે નહિ, તો તેની પાસે જે ધારે તે કરાવી શકે અજાણતા પણ–પોતાની જોખમદારીના ખ્યાલ વિના પણ–તે પોતાના પતિ ઉપર એવી સત્તા ધરાવે છે કે તેનુ ભવિષ્ય ઉત્તમ કે અધમ તેનાથી ઘડાય છે જો તેનામા ઉચ્ચ ભાવનાઓ હોય નહિ, જો તે પોતે જ છાછરી અને અભિમાની હોય તો તેના પતિનુ ગાભીર્ય તે ઘટાડી દેશે, તેના દૃઢ નિશ્ચયને ચળાવી દેશે, અને કોઈ ઉત્સાહિત પ્રયત્નમાથી તેને તે પાછો પાડશે પરતુ તેના આત્મામા જો ઉન્નત સ્ત્રીત્વના ગુણ હોય, જીવન સબધી ખરા વિચાર તે ધરાવતી હોય, જો તેનામા હેતુ, બળ, અને ચારિત્ર્ય હોય, તો તે તેના પતિને

ઉન્નત, પુરુષાર્થવાળા, અને નીતિમય કાર્યો કરવાની પ્રેરણા કરી શકશે જીવન સબધી તેની ઉન્નત ભાવનાથી પણ ઉન્નત થશે તેની અચળ હેતુપુર સરતા તેના પતિના નિશ્ચયોને અને તેના વર્તનને દૃઢ કરશે તેના આત્માની વિશુદ્ધિથી તેના પતિનો ઉત્સાહ પણ વિશુદ્ધ થાય છે પતિના કામમા રસ લેવાથી, તથા દરેક વખતે તેમા ડહાપણભરી સલાહ આપવાથી તે મુશ્કેલી વખતે બહાદુરી ધારણ કરી શકે છે તથા પોતાની ફરજ બજાવવામા સુદૃઢ રહી શકે છે તેની સભાળભરી ઘરની સુવ્યવસ્થા, પતિના વિજયમા કારણભૂત થાય છે સુઘટિત, સુખી અને પ્રકાશિત ઘરથી પતિના જીવનમા સતત શાતિ અને આનદ વધ્યા કરે છે, અને ઉન્નત જીવન ગાળવા માટે પ્રેરે છે. પત્નીની અડગ વફાદારી, માયાળુ, પ્રેમળતા, તેની કોમળ સહાનુભૂતિ, તેની આત્મિક સુંદરતા, તેના પતિને આશ્રય આપનાર, રક્ષણ કરનાર, સુપથે દોરનાર અને આશીર્વાદ આપનાર બનીને પત્નીને પ્રભુના પયગબર જેવી ખરેખર બનાવે છે પત્નીનો આ આદર્શ જેટલે દરજ્જે એક પત્ની સ્વીકારશે, તેટલે દરજ્જે ત તેનુ ધર્મકાર્ય દૃઢીભૂત કરશે અને તેની આશાઓના સુદર સ્વપ્ના સાચા પાડશે

દરેક પત્નીને શીર આ " સ્ત્રીનો બોજો " છે તેને ગભીર અને વિચારશીલ બનાવવા માટે તે પૂરતો છે જે પુરુષે પોતાનો હસ્ત ગ્રહણ કર્યો છે તેને લીધે તે તેના ધધામા સફળ થશે, તે ઉત્તમ મનુષ્ય બનશે, તેના ઉપરની તેની સર્વ લાગવગ એ તેના ભલાને માટે જ નિવડશે, એમ પત્ની શી રીતે કહી શકે ? તે કાંઈ મોઢેથી નીતિમય સિદ્ધાતો બોલીને, જાણે પોતે ઉન્નત હેતુવાળી અને જીવન સબધી ડહાપણભર્યા વિચારો ધરાવે છે, એવુ ઉપરથી બતાવીને નહી કહી શકે. ધણીના ધર્મ અને મનુષ્યત્વના આદર્શ ઉપર ભાષણ આપીને પણ તે તેમ નહી કહી શકે તે તો પોતે આત્માના ઉડાણમા, દરેક વિચારમા, તેમજ હૃદયની ભાવનામા, સ્વભાવની દરેક દરેક રગમા સાચી અને ઉદાત્ત સ્ત્રી બનીનેજ કહી શકે. તે પતિને પોતે મોઢે કહેશે તેવો બનાવી શકશે.

આ રીતે એ સર્વ બાબતો ફરી ફરીને ચારિત્ર્ય ઉપર આવીને આધાર રાખે છે જે સારી સ્ત્રી હોય તે જ સારી પત્ની થઈ શકે, અને જે ધર્મમય સ્ત્રી હોય તે જ સારી સ્ત્રી થઈ શકે પત્નીત્વમાની ગભીર જોખમદારીને પહોચી વળવા માટે જે ડહાપણુ અને બળની જરૂર છે તે એક પ્રભુ વિના અન્ય કોઇ આપી શકે તેમ નથી જ્યારે તેની જુવાની જતી રહે, ગાલની લાલી ચાલી જાય, આખની ઝમક હોય નહિ, ત્યારે પણુ તેના પતિની દૃષ્ટિએ ખુબસુરત જણાવા માટે ચારિત્ર્યનુ જે જવાહીર મેળવવુ જોઇયે, આત્માનુ જે સૌદર્ય મેળવવુ જોઇયે, તે કેવળ પ્રભુ વિના બીજે કહિંથી મેળવી શકાય તમ નથી પોતાની જાતને અને પરિણિત જીવનમા અન્ય સર્વને આશીર્વાદરૂપ થઈ પડાય તેવુ વર્તન કરતા તો ફક્ત પ્રભુ જ શીખવી શકે

પ્રેમના પ્રથમ સ્વપ્ના શા હતા, પ્રેમ એટલે પ્રથમ જુવાનીમા શો અર્થ થતો હતો, તેની સાથે પછીના જીવનમા ઘણીવાર જે પ્રેમની નિષ્ફળતાઓ નિવડે છે આ સ્વમા કેવા અલોપ થઈ જાય છે, પ્રેમના સાહસનુ કેવુ નિર્જીવ પરિણામ આવે છે, તેની સગખામણી કરવા કરતા વધારે દિલગીરીભર્યું કાર્ય આ દુનિયામા છે નહિ આટલી બધી દિલગીરીભરી નિરાશાઓ શા માટે થતી હશે ? આટલી બધી લગ્નમાળાઓ ધૂળમા શાને રગદોળાની હશે ? આ સર્વ સ્વમા સાચા પાડવાનો, આ માળાઓ તાજી અને મહેકભરી રાખવાનો શુ કાઈ રસ્તો નહિ હોય ?

## છે, રસ્તો છે; પણ તે ધર્મમાં–ચારિત્ર્યમાં છે.

યુવતી, લગ્નવેદી સમક્ષ હસતી, મધુરસ્વ ગાતી જાય છે, પણુ તેને ખ્યાલ છે કે જો તે પોતાના ધર્મ, ફરજો, જાણ્યા વિના ત્યા જશે તો તે લગ્નવેદી નહિ રહે પણુ તેના બલિદાન માટેની ભભકતી આગરૂપ નિવડશે ? જે આ સૃષ્ટિના આદિ છે, અને જે અત છે,

તે પ્રભુ સાથે પોતાનુ જીવન એક તન્મય કરતા સુધી આ વેદી સમક્ષ જતા તેણે થોભી જવુ જોઇયે માનુષી પ્રેમ ઘણો જ મૂલ્યવાન છે, પણ તેથી કાંઈ હૃદય સર્વદા ધરાતુ નથી કસોટીના સમય આવશે, ગુચવણભર્યા પ્રસગો આવશે, ગુસ્સે થવાનો વખત આવશે, નિરાશાઓ થશે, દુઃખ અને દિલગીરીના પ્રસગો આવશે, તે સમયે પ્રભુ વિના બીજા કશાથી શાતિ મળશે નહિ, તેના વિના પથ કાપવો વિકટ થઈ પડશે પરતુ તેની કૃપાથી, તેના સાન્નિધ્યથી, જે ફૂલો આજે કળીરૂપ દેખાય છે, તે જ આવતી કાલે ખીલશે, અને શરૂઆતના પ્રેમના સ્વપ્ન, વળી પાછા શાતિ આનદના ગઢ રચશે, અને તે ગઢમા ઘડપણમા આશ્રય, નિરાત અને શાતા મળશે.

સમાપ્ત

# अनुपूर्ति.

## સપ્તપદી.

કન્યા. सुखदुःखानि सर्वाणि, त्वया सहविभज्यते;
यत्र त्वं तदहं तत्र, प्रथमे सा ब्रवीदिदम् ॥ १ ॥

कुटुम्बं रक्षयिष्याम्याबालवृद्धकादिकम्,
अस्ति नास्तीति पश्यामि, द्वितीये सा ब्रवीदिदम् ॥२॥

भर्तृभक्तिरता नित्यं, सदैव प्रियभाषिणी,
भविष्यामि पदे चैव तृतीये सा ब्रवीदिदम् ॥ ३ ॥

आर्त्ते आर्त्ता भविष्यामि, सुखदुःखसमभागिनी,
तवाज्ञां पालयिष्यामि, कन्या तूर्यपदे ब्रवीत् ॥ ४ ॥

ऋतुकाले शुचिस्नाता, क्रीडयिष्यामि त्वया सह ,
नाहं परतरं गच्छेः कन्या पंचपदे ब्रवीत् ॥ ५ ॥

इहाथ साक्षी नौ विष्णुस्त्वयाहं नैव वंचिता,
उभयो प्रीतिः संभूता, कन्या षष्ठपदे ब्रवीत् ॥ ६ ॥

होमयज्ञादिकार्येषु, भवामि च सहायिनी;
धर्मार्थकामकार्येषु, कन्या सप्तपदे ब्रवीत् ॥ ७ ॥

## સપ્તપદીમાં કન્યાની પ્રતિજ્ઞાઓ

( પુનમ ચાંદની ખીલી—એ રાગ )

સુખદુઃખ સર્વેમાં હું આજ થકી સમભાગિનીરે,
જ્યાં જે સ્થિતિ મહીં રહે વ્હાલા મારા પ્રાણ,
ત્યાં તે સ્થિતિ મહીં હું સદા રહીશ આનંદથી રે
તો તો સચવાયે મુજ શીયળ અને સૌભાગ્ય,
એ મે કરી પ્રતિજ્ઞા, **પ્હેલે પગલે** લગ્નમાં રે

[સાખી] બાળકથી વૃદ્ધો સહુ, ઉપર રાખી પ્રેમ,
ભલું કરી કુટુમ્બનું, પોષું સહુને તેમ
ઘરમાં શું છે શું નહિ તે સર્વે સંભાળીને રે
કરતાં ચોગ્ય ખર્ચ રાખીશ તેનો હિસાબ,
એ મે કરી પ્રતિજ્ઞા, **બીજે પગલે** લગ્નમાં રે

[સાખી] સ્વામિભક્તિ હું કરૂં, પ્રભુ ભક્તિથી વિશેષ,
સત્ય મીઠી વાણીથકી, રીઝવું પતિ હમેશ
સબળ કારણ વિણ પતિ સન્મુખ ઉદાસ થવું નહિ રે,
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય,
એ મે કરી પ્રતિજ્ઞા **ત્રીજે પગલે** લગ્નમાં રે

[સાખી] પતિને કંઈ દુઃખ આવતાં, પ્હેલું મુજને થાય,
મારા સુખના સ્વાર્પણે, પતિનું સુખ સચવાય
પતિને પ્રભુ માનીને તેની આજ્ઞા પાળવીરે,
અનુસરી આચારે આ પાળીશ સેવક ધર્મ,
એ મે કરી પ્રતિજ્ઞા, **ચોથે પગલે** લગ્નમાં રે

\+ \+ \+ \+ \+ \+ \+ \+

પતિવિણુ અન્ય જનો નિજ પુત્રો ભાઈ બાપ છે રે,
કદિએ દૃષ્ટિ નહિ તેઓ સાથે જોડીશ,
એકાંતે નવ હસી રમી બોલીને શીખ સાચવુ રે,
સીતા અનસૂયા જેવીને અનુસરીશ,
એ મે કરી પ્રતિજ્ઞા, પંચમ પગલે લગ્નમા રે

[સાખી] આ સહુમા સાક્ષી પ્રભુ, તેથી બ્હીને છેક,
શબ્દે શબ્દ પાળીશ હું, પાળો ધર્મ ને ટેક.
એમ લગ્ન પહેલા પણુ બંનેની પ્રીતિ હતી રે,
તેવી લગ્ન પછી પણુ રહે નિરંતર ક્ષેમ,
એ મે કરી પ્રતિજ્ઞા, છઠ્ઠે પગલે લગ્નમા રે.

[સાખી] હોમ યજ્ઞ કર્ત્તવ્યમા, સદા રહીશ હુ સાથ,
કર્ત્તવ્યોત્તમ સેવના-તેજ યજ્ઞ મુજ નાથ !
સમજી એ સહુ ધર્મ સદા પાળીશ ઉમંગમા રે,
જપ તપ વ્રત પણુ નવ આજ્ઞા વિણુ મુજથી થાય,
એ મે કરી પ્રતિજ્ઞા, છેલ્લે પગલે લગ્નમા રે

'નૂતનશ્રી.'

---